સોહમ્

# પંચમ સ્વસંવેદ

રચનાર

ભગવાન કરૂણાસાગર

પ્રકાશક:

**પરમહંસ સુખાનંદજી**

ઠે. ગોયા દરવાજો, સતકૈવલ મંદિર,

**વડોદરા**

કિંમત રૂા. ૨-૮-૦

# આ ગ્રંથના પ્રકાશકના બે બોલ

મને મારા પ્રાણ સમા કાયમ પંથ ધર્મમાં આજે લગભગ પચીસ વર્ષ પૂરાં થાય છે તે દરમિયાન જ્યારથી હું સાધુ થયો ત્યારથી આફતોનાં વાદળ નીચે મને આ પંથના મોટા જનોએ રાખ્યો છે; કારણકે પંથના કોઈ પણ મંદીરમાં મારે નિશ્ચંત રહેવાની જગા ન હતી. ઘણા ખરા મહારાજો મારાથી ડરતા હતા એટલે રાખે પણ કોણ? આ બધા સંજોગો બનવાનું કારણ એ છે કે આખાયે પંથમાં ઘોર અજ્ઞાનનાં મૂળ ઉંડાં પડેલાં હતાં. તેને ખસેડવા ખાતર હું વખતો વખત પ્રયત્ન કરતો હતો આથી બધા મહારાજો ભભૂકી ઉઠતા અને કહેતા કે આ પંથને બગાડનારો છે, ઘણો જ ખરાબ છે ને ધર્મનો નાશ થાય એવું બોલે છે. આવું બોલનારાઓને હું જવાબ આપતો હતો કે ધર્મનો નાશ નહિ કરૂં પણ ધર્મની વૃદ્ધિ કરીશ, તમોને સાચું સમજાવીશ અને સત્ય માર્ગ તરફ દોરીશ. ધર્મનો વાડો કરી બેસી રહેવાથી ધર્મ આગળ વધતો નથી પણ ધર્મનાં તત્વો તથા ધર્મનાં સૂત્રો જેમ જેમ ખીલવામાં આવશે તેમ તેમ ધર્મની વૃદ્ધિ થશે. એમ હું કહેતો હતો પણ તેમને કોઇને પ્રતીતિ આવતી નહિ અને ઉલટું દુઃખ થતું; જ્યાં ને ત્યાં ઠેરઠેર મારી નીંદા વિશેની વાતો ચાલતી હતી. અને કહેતાં હતાં કે આ સુખાનંદ સાધુઓનો રોટલો નાશ કરવા જન્મ્યો છે. આ વિષે બધું વર્ણન કરૂં તો વિસ્તાર વધી જાય માટે ટુંકમાં એજ કહું છું કે છેવટે હું થાક્યો અને કંટાળી ગુજરાતની સરહદ છોડી પરદેશ ચાલ્યો ગયો. થોડાં વર્ષો કાશીમાં રહ્યો. મને સંસ્કૃત ભણવાની ઇચ્છા બહુ હતી પણ હું તેમાં ફાવી શક્યો નહિ, પણ સાથે સાથે ધર્મગ્રંથોનો અભ્યાસ ખૂબ કરતો હતો આમ કાશીમાં ઘણો સમય રહ્યા બાદ હું હરિદ્વાર ગયો. કનખલ અને ઋષિકેશ થોડું થોડું રહ્યો પછી બદ્રીકાશ્રમમાં થઈ કૈલાસ પર્વતની તળેટીમાં આવેલા માન સરોવર સુધી પહોંચ્યો ત્યાં પણ થોડું રહ્યો. ત્યાંથી નજીક તીબેટમાં પણ ગયો ને ત્યાં પણ રહ્યો. ત્યાંથી પાછો ફરી પુનઃ માન સરોવર ગયો ત્યાં થોડો સમય રહી ભોટીયા મુલકમાં થઈ વ્યાસા નદીના કિનારે ઉતર્યો. આ જંગલ એટલું ભયાનક વસતીશુન્ય ઉજ્જડ હતું તે જંગલ વટાવી કાશ્મીરના પ્રદેશમાં ગયો. ત્યાંથી અમરનાથ થઈ હિંદુઓની આદી ઉત્પત્તિનું મૂળ વતન જે યારકંદથી ઓળખાય છે ત્યાં ગયો. આ યારકંદમાં રહી પુનઃ શ્રીનગર કાશ્મીરમાં આવ્યો. આ બધો પ્રદેશ અતિ ઠંડીવાળો હોઈ જેના રસ્તા પણ બરફથી ઢંકાયેલા રહે છે. આવા વિકટ રસ્તાઓ હોવા છતાં હું નિડર અને નિર્ભયપણે શ્રીનગર કાશ્મીરથી લઈ નેપાળ ભૂતાન સુધીના પહાડી પ્રદેશમાં પગપાળે પર્યટન કરતો હતો તે દરમ્યાન દરેક આશ્રમો જે ચિરકાળમાં જે મહાપુરૂષો થઇ ગયા તેમના આશ્રમોમાં રહેતો અને ફરતો. તેવા પ્રસંગે હું ઉત્તરકાશી પહોંચ્યો. ત્યાં મને એક મહા પુરૂષ મળ્યા. તેમને મેં એક પ્રશ્ન કર્યો અને કહ્યું કે કલ્યાણનો ખરો માર્ગ બતાવો ત્યારે તેઓ મને ઉત્તર આપતાં કહે છે કે તમે બાહ્ય ઇંદ્રિયો વડે જે અભ્યાસ કરી જ્ઞાન મેળવ્યું છે તે ભૂલી જાવ. મેં કહ્યું પછી શું? ત્યારે તેમણે કહ્યું આટલું પાકું કરો પછી કહીશ, એમ કહી આ મહા પુરૂષ ચાલતા થયા. હું થોડો સમય ઉત્તર કાશ્મીરમાં રહ્યો પછી પહાડોની ખીણોમાં રહી સીમલા તરફ જવા નીકળ્યો, આ રસ્તો વ્યાસા નદીના કિનારે થઈને જતો હતો. આ પહાડના કાંગડા જીલ્લામાં કુલ્લુ નામની રેંશત છે ત્યાં હું થોડો સમય રહ્યો.

આ બધા માર્ગમાં આનંદપૂર્વક ગમન કરતો હતો. મારી સાથે મારા પ્રાણસમા ધર્મનું ભગવાન કરૂણાસાગરથી રચાયેલું એક નાનકડું પુસ્તક હતું તે પુસ્તક હું સદાય પાસે રાખતો અને વારંવાર વાંચતો, વિચારતો અને અનુભવ કરતો હતો. આ પુસ્તકના અભ્યાસે ભગવાન કરૂણાસાગરને ઓળખતો થયો. મને એમ લાગ્યું કે આ ભગવાન કરૂણાસાગરને મારા કાયમપંથી બીજા ભાઇઓ ઓળખતા હશે? એ વિચાર મારા મનમાં ઘુંટાયા કરતો હતો. જ્યારથી આ વિચારો મારા દિલમાં ગડમથલ કરવા લાગ્યા ત્યારથી મને કોઈ જાતનું ચેન પડવા લાગ્યું નહિ. પછી હું પહાડોની મુસાફરી છોડી પુનઃ ગુજરાતમાં આવ્યો એટલે સંવત ૧૯૭૪ ની સાલે કૈવલપ્રકાશ નામનું પુસ્તક આ પંથમાં પ્રસિદ્ધ કર્યું. આ છપાઈ બહાર પડયું કે તરતજ પંથ ખળભળી ઉઠયો અને મારા પ્રત્યે ઘોંઘાટ કરવા લાગ્યાં કેટલાક કાગળોમાં ગાળો ભરીભરીને નનામા કાગળ છૂટવા લાગ્યા જો કે નનામા કાગળોમાં વરસતી ગાળો હજુયે ચાલુજ છે આથી હું ગભરાયો નહિ અને અસત્યલોકોને તાબે પણ થયો નહિ. કેટલાક અમારા પંથના મોટા મહારાજાએ મને નોટીસો આપીને મહીં લખેલું કે ભગવાન કરૂણાસાગરના ગ્રંથો છાપવા નહિ નહિતો ફોજદારી અગર દીવાની કરવામાં આવશે આવી અનેક ધમકીયો મારા પર શરૂ થઈ. સર્વ મંદીરોમાં એક્કો થઇ ગયો કે સુખાનંદજીને પેસવા દેવા નહિ ને તેમના છપાયેલાં પુસ્તકો લેવાં નહિ પણ હું તો માથું ફેરવીને જ મારા પંથની સેવા કરવા લાગ્યો. જો કે અતિ કષ્ટ પડયું છે અને કષ્ટ આપવામાં કોઈએ બાકી રાખી નથી પણ જેના ઉપર ભગવાન કરૂણાસાગરની કૃપા હોય ત્યાં પામર માનવી જેવા મહારાજોથી પડતાં કષ્ટ કોણ માત્ર છે? આ બધા દિવસો આ પ્રમાણે દુઃખમાં વ્યતિત થવા લાગ્યા.

ઘણા લાંબા વર્ષ સુધી આધાર કે આશરા સિવાય હું એકલો રહ્યો. જ્યાં જ્યાં ધર્મનો પ્રચાર કરૂં ત્યાં આ લોકો પાછળથી બગાડી નાખતા. મારી હીંમત છૂટી જતી હતી અને દીલમાં દુઃખ પણ ઘણું જ થતું હતું; છતાં ઉપાય એક પણ ન હતો કે હું આ દુઃખને વટાવી શકું. આખરે હું થાકીને ઘણીખરી વ્યવસ્થા પડી મૂકી આમ કેટલાંક વર્ષો પ્રવૃત્તિ સિવાય રહ્યાં પણ દીલમાં ધર્મ જાગ્રતિની પ્રવૃત્તિ બુઝાતી ન હતી. આપવૃત્તિએ મને હરીને બેસવા દીધો નહિ, આખરે મેં ભગવાન કરૂણાસાગરના ગ્રંથો ભાષા ટીકા સહીત્ છપાવી પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો એટલે સને ૧૯૩૦ની સાલમાં ભગવાન કરૂણાસાગરનો જીવનપ્રભાવ નામનો ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કર્યો. આમ કરવાનું કારણ એ હતું કે આ કાયમ પંથની જનતાને ગમે તે રસ્તે જાગ્રત કરવી જોઇએ. જ્યાંસુધી જનતા જાગ્રત થાય નહિ ત્યાંસુધી અધમ મહારાજોના ફંદાથી છૂટા પડી શકે નહિ અને છૂટા ન પડે તો ધર્મની જાગ્રતિ આવે નહિ આ કારણને લીધે ભગવાન કરૂણાસાગરના દરેકે દરેક ગ્રંથો ધીમે ધીમે દરેક પ્રસિદ્ધ ભાષા ટીકા સાથે કર્યા છે. આ બધું કામ પરવાર્યા બાદ શ્વસમ વેદ અને તેનું પંચીકરણ મારાથી છપાવવાનું બની શકયું નહિ, કારણકે આ બન્ને ગ્રંથની ભાષા હું બેસાડી શકતો ન હતો. ભાષા એટલી બધી કઠણ હતી કે જેનો અર્થ સમજવામાં આવતો નહિ. છેલ્લાં ચાર વરસથી આ પુસ્તક છપાવવાના હેતુએ મેં તેને હાથમાં લીધું અને આમ ભાષાની ગોઠવણી કરતાં આજે છેલ્લાં ચાર વર્ષ પૂરાં થાય છે. મને ભાષાના અર્થ વિષે ધુંચવણ અને અમુજણ ખૂબ થતી હતી. જ્યારે જ્યારે હું કોઈ

પણ વિષયમાં ઘુંચાતો ત્યારે ત્યારે કોઈ મહારાજોને પૂછવાની ઈચ્છા થતી કે આનો અર્થ શું હશે! તેઓ તરફથી મને કંઈ પણ ઉત્તર મલતો નહિ આ કારણને લીધે કોઈ કોઈ ચોપાઈના અર્થને વિષે મહિનાઓના મહિના વીતી જતા. મારા આ કાયમપંથના મહારાજોમાં એક મોટા મહારાજ છે તે પોતે મુશ્કેલથી પોતાનું નામ લખી શકે એમ છે તેવાઓને હું મોટા ગણીને પૂછું તો તે ભાષાનું જ્ઞાન મને શું આપે? તેઓ પોતે જ ભણેલા નથી તો બીજાને જ્ઞાન ક્યાંથી આપી શકે! આવાને આવા મોટા ગણાતા મહારાજો આ પંથમાં ઘણા છે તે ભગવતી જનને વિચારવા માટે સંકેત કર્યો છે આવા મહારાજો આ પંથમાં જીવતા હોય તો ફક્ત મારી નિંદા કરવા માટે જ. આ બધા જ્યારે જ્યારે ભેગા થાય ત્યારે સુખાનંદજી ક્યાં જાય છે અને શું કરે છે એવી દીશા જોવા સિવાય બીજું કંઈ આવડતું નથી. તેમની આગળ જઈને કોઇ ભગવતી જનો પૂછે કે સુખાનંદજી ઘણા વિદ્વાન ને જ્ઞાની છે તેના ઉત્તરમાં તેવો કહે છે કે તે લબાડી છે, વાચાળ છે, લક્ષાર્થી નથી, એમ કહી પૂછનાર ભગવતી જનને ઉંધુ સમજાવે છે.

હું નિંદાથી ડરતો નથી, તેમજ નિંદાને તાબે પણ થતો નથી. નિંદા થાય જ. કોની નિંદા નથી થઈ? ભલા ભલાઓની નિંદા થઈ છે તો હું કોણ માત્ર? ભલે તેઓ ગમે તેટલી ગાળો ભાંડે પણ મારે તો મારી ફરજ બજાવવાની છે, મારે જશ અપજશની જરાએ જરૂર નથી.

મારૂં આખુંયે જીવન ગ્રંથોની પાછળ રોકયું છે અને આજ ગ્રંથોદ્વારા સાચી ગુરૂ સેવા બજાવી છે. આમ ગુરૂ સેવા કરતાં અત્યાર સુધીનો સઘળો વખત ગુજાર્યો છે, હવે પછી આ સેવકથી સેવા બની શકે એવા શારીરિક સંજોગો નથી તે માટે હું માફી ઈચ્છું છું. અત્યાર સુધી મેં જે જે ગ્રંથોના અર્થ કર્યા છે, તે દરેક અર્થ ભગવાન કરૂણાસાગરના આશય મુજબ છે એમ હું કહેતો નથી. કારણકે હું વિદ્વાન તરીકેનો દાવો રાખતો નથી. કોઈ કોઈ ચોપાઈના અર્થ અયોગ્ય લાગે તો મારા કાયમપંથના વિદ્વાનોએ સમજીને સુધારી લેવા, કદાચ ભાવ બદલાયો હોય તો સંભાળીને સુધારી લેવો.

મારો વિચાર આ પંથને દશે દિશામાં ગજાવવાનો હતો પણ પાંખ સિવાયનું પક્ષી આકાશની મઝા લઈ શકતું નથી એ ન્યાયે હું કંઈ કરી શકયો નથી. અમે મંદીરોનું રક્ષણ ન કર્યું હોત અને આ ગ્રંથોનું પાલણપોષણયુક્ત રક્ષણ કર્યું હોત તો આખાયે દેશમાં કાયમપંથનો વાવટો ફરકત! જેમ જીવતાં માણસને ભુત વળગે તેને ખરો યાધી ન મળે ત્યાંસુધી એ ભુત જાય નહિ તેમ અમારા મહારાજો ને મંદીરરૂપ જે બલાઓ વળગી છે, તે મહારાજો સત્ય સમજે નહિ ત્યાંસુધી બલાઓ જાય નહિ. જો કે અમારા પંથના માનનીય સર્વ પુસ્તકો સંસ્કૃતમાં, હિંદીમાં, મરાઠીમાં, પંજાબી ગુરૂમુખ ભાષામાં, ઈંગ્લીશમાં થાય નહિ ત્યાંસુધી જગતભરમાં કોણ ઓળખે છે કે ભગવાન કરૂણાસાગર કોણ છે? આ ઓળખાણ મંદીરોની મીલ્કત વેચીને કોઇ વીર ભગવતીજન કરે તેનું જીવન મુબારક છે. જેના અંતરમાં આ હરગીઝ લક્ષ રહ્યો છે તેજ ખરો લક્ષાર્થી કહેવાય; બાકીના બધાય વાચાળને વીટંડી છે. પરમકૃપાળુ ભગવાન કરૂણાસાગરના ગ્રંથોની ધગશ જેના અંતઃકરણમાં ધગધગતી નથી તેને આ પંથમાં આવવાની તથા રહેવાની જરૂરજ શી છે! મંદીર મજબુત કરવાને માટે ધર્મ ઉપદેશ નથી પણ ધર્મ મજબુત કરવાને માટે ઉપદેશ છે. આ ઉપદેશ જે કોઈ ભગવતીજન કરશે ( સંસારી હોય કે સાધુ હોય ) તેજ ખરો સાધુ છે.

**પરમહંસ સુખાનંદજી**

જ્યારે ભગવાન કરૂણાસાગરના બનાવેલ ગ્રંથો પૈકી શ્વસંવેદની ભાષા-ટીકા કરવા પ્રવૃત્તિ હાથપર લીધી ત્યારે ગામ ઉમરવાના મારા સ્નેહી માસ્તર ત્રીભોવનભાઈ કેશુરભાઈએ તેમનો અમુલ્ય વખત મારી સાથે રહીને વ્યતિત કરેલો છે. તે દરમિયાન આ ગ્રંથની ભાષાની વ્યવસ્થાની ગોઠવણી કરવાને તેમણે મને ખૂબ મદદ આપી છે તે બદલ હું તેમનો આભાર માનું છું અને ચાહું છું કે ભગવાન કરૂણાસાગર તેમના દિલને વિક્ષીત કરે એવી જ હું આશા રાખું છું.

**પરમહંસ સુખાનંદજી**

**વિષ્ણુદાસજી:—**

હું આપને અરજપૂર્વક વિનંતી કરૂં છું કે પાંચમા વેદનો અર્થ શો છે? તે વિષે જાણવાની ઇચ્છા રાખું છું તો યથાયોગ્ય મને સમજાવશો.

**સુખાનંદજી:—**

તમારો પ્રશ્ન સાંભળીને ઘણો જ ખુશ થયો છું તે વિષે સ્પષ્ટ ખુલાસો કરૂં છું તે સાંભળો. ચાર વેદનો પ્રચાર જગતભરમાં છે તે વેદને તમો જાણો છો માત્ર શ્વસંમનો અર્થ પ્રણવ થાય છે. આ પ્રણવને ઓળખવો મુશ્કેલ છે કારણ કે આપણા આ શરીરમાં જે પ્રણવ ચાલે છે તે પ્રણવને યોગીઓની આદ્ય લઈ ઘણા જનો જાણકાર છે પણ ભગવાન કરૂણાસાગરે જે પ્રણવને સંબોધી શ્વસમ શબ્દ વાપર્યો છે એજ પ્રણવ સદાએ શમદમ રૂપે છે. આ શમદમ પ્રણવનું નામ સોહંગ છે. એજ શ્વસમ વેદ હોય તેમાંથી ચાર વેદ ઉપસ્થિત થયા છે માટે આ ચાર જેમાંથી થયા તેનું નામ શ્વસમ વેદ છે.

**વિષ્ણુદાસજી:—**

ઉપર પ્રમાણે શમદમ સોહંગ પ્રણવને ગતિવાળો કોણે કર્યો અને તે દમ રૂપે શાથી થયો?

**સુખાનંદજી:—**

સકર્તા સત કૈવલની પ્રકાશ બ્રહ્મવત્તિથી જે ત્રણ ચક્ષત્વ ઉત્પન્ન થયાં છે તે ચક્ષસત્વ આ શમ રૂપ પ્રણવમાં રહેલાં હોવાથી તે શમ રૂપ પ્રણવની સાથે મંથન કરી શબ્દ ઉચ્ચાર કરાવરાવે છે. આ પ્રમાણે ઉચ્ચાર કરેલા શબ્દોને અંતઃકરણ બહાર લાવે છે આ કારણને લીધે શમ સ્વરૂપે રહેલા સોહંગ પ્રણવને ગતિવાળો કરી દમ રૂપે શ્વાસોશ્વાસની ક્રિયા નિરંતર થયા કરે છે.

**પ્રશ્ન**: કૈવલ એ શબ્દના સંબોધનથી શું જ્ઞાન થાય છે અને કૈવલ વસ્તુતાએ શું છે?

**ઉત્તર**: કૈવલ રૂપ જે સ્વરૂપ છે તે નામ રહિત અનામી રૂપે છે પણ તે સ્વરૂપ સમજાવવા અને યથાયોગ્ય પ્રતીતિ કરાવવા કૈવલ એવા શબ્દનું વિશેષણ આપી તેમના ખરા સ્વરૂપને ઓળખાવ્યું છે. વળી કૈવલ પોતે કોઈ પણ પ્રકારના વળ રહિત છે અને સદાસદોદીત દેદીપ્યમાન સ્વ સ્વરૂપે રહે છે.

**પ્રશ્ન**: જે કૈવલ પતિમાં કોઈ પણ જાતનો વળ નથી અને જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ?

**ઉત્તર**: જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય સકર્તા સતકૈવલના શુધ્ધ સંકલ્પથી થાય છે. આ ક્રિયાનો સઘળો આવીરભાવ શુધ્ધ સંકલ્પમાં છે, પતિના મૂળ સ્વરૂપમાં નથી. એટલે કે સંકલ્પથી જગત રચે છે અને સંકલ્પથી નાશ કરે છે.

**પ્રશ્ન**: ભગવાન કરૂણાસાગરે જે જે ગ્રંથો રચ્યા છે અને જે જે ગ્રંથોનાં જે જે નામ છે તે નામમાં અર્થ સમાએલો છે અને જો હોય તો કેવી રીતે છે?

**ઉત્તર**: દરેક ગ્રંથમાં જે વાણીનો વિસ્તાર છે તે વાણીના એકંદર અર્થનો જે ભાવ છે તે ભાવને દ્રઢ કરાવનાર જે અર્થ, આ અર્થ રૂપ ગ્રંથનું નામ છે જેમકે અગાધ બોધ આ ગ્રંથનું નામ છે. આ નામમાં અર્થ એવો રહેલો છે કે મહાન અગાધ

જ્ઞાનને સમજાવનાર હોય તેમાં પારાવાર જ્ઞાન સમાયેલું છે. વળી આ ગ્રંથ દ્વૈતવાદ રૂપે ભક્તિ અને સકર્તા સત્ કૈવલનું પ્રતિપાદન કરનાર છે. તેમજ કર્તા દ્વૈત છે કે અદ્વૈત છે એ વિષયનો સંપૂર્ણ દ્રષ્ટિગોચર થાય છે. આથી આપણને જગત રચના છે ત્યાં સુધી સકર્તા સત્ કૈવલનું સ્વરૂપ દ્વૈત પ્રતીતિ થશે. જ્યારે જ્યારે અગાધ બોધ જોશો ત્યારે ત્યારે જરૂર સમજાશે કે પતિ અદ્વૈત નથી પણ દ્વૈત છે. જો દ્વૈત ના માનીએ અને સમજીએ પણ નહિ ત્યારે ભક્તિ કેવી રીતે થાય? આ ન્યાયે સકર્તા પતિને ઓળખવાનાં જ્ઞાનરૂપ સાધનો આ અગાધ બોધમાં પૂર્ણ પ્રતિપાદન કરેલાં છે. તે લક્ષપૂર્વક જોવાથી ખાત્રી થશે. તેવીજ રીતે પ્રથક પ્રથક ગ્રંથોમાં જે નામ છે તે નામવાળા અર્થ પ્રમાણે ગ્રંથમાં વર્ણન છે જેમકે પરમસિદ્ધાંત એટલે પરમ સકર્તા સતકૈવલનું પ્રતિપાદન હોય તેને મુખ્ય રાખી બાકીનાં સર્વ સમજુતી પતિને દ્રઢ કરાવવા અને અયોગ્ય જે જે માર્ગ છે, તેમાં ઉલ્લેખ કરેલો છે.

## વિષ્ણુદાસજી

### રહેવાસીઃ ઉમરા

સદર મહારાજ વિષ્ણુદાસજી આ કાયમ પંથમાં વિદ્વાન, સમજદાર અને શુધ્ધ બુદ્ધિના છે. તેમનું હૃદય સરળતાવાળુ અને સર્વને સમાન જોનારૂ છે છતાં નીતિ, ન્યાય અને સત્યતાની પકડવાળું છે જો કે તેમની વ્યાખ્યાથી સર્વ સામાન્ય જનો સમજે તેમ નથી કારણ કે તેમહેં અંતઃસકરણ ઘણું ખુલ્લું છે એથી યથાયોગ્ય જેમ છે તેમ કહી દે તેવું છે એટલે કે શબ્દ પીસીને બોલી શકે તેમ નથી. બીજું બોલવામાં યુક્તિ પ્રયુક્તિ નથી. માત્ર સીધે સીધા શબ્દોનો અવાજ ભગવાન કરૂણાસાગરના ગ્રંથોને અનુસાર વર્તન રાખતા હોય એમ જણાય છે. તેઓ પોતે ઉમરા મંદિરના મહંત છે પણ મહંતાઇનો ગુણ નથી. વળી તેઓ જે કંઈ જાણે છે તેનો તેમને મદ નથી. આ વિષ્ણુદાસજીના એક પટ શિષ્ય જેનું નામ શાન્તીદાસજી છે આ પણ સ્વભાવમાં સરળતા અને સદગુણી છે. તેમાં એક મૂખ્ય અને ઉત્તમ લક્ષણ એ જોવામાં આવે છે કે તેમને જાણે જરાએ સંસાર વહેવારનો સંસર્ગ હોય એમ લાગતું નથી. એટલે કે ત્યાગમાં સંપૂર્ણ છે. આ બાબતમાં તેમનું અંતઃકરણ મજબુત છે આથી હું તેમને વખાણું છું. વળી ગ્રંથ ઉપર વિશ્વાસ અને ભગવાન કરૂણાસાગરમાં શ્રદ્ધા અને સકર્તા સતકૈવલના પરમ તત્વોનું આલોચન એ એમનો મુખ્ય હેતું હોય એમ જણાય છે. વળી પોતાના સ્વધર્મને પાલન કરવામાં તથા વિષ્ણુદાસજી તેમના ગુરૂ હોય અને તેમની સેવા કરવામાં તથા તેમના પરત્વે ગુરૂ મર્યાદા સાચવવામાં તથા તેમનું મન સંતોષવામાં તથા તેમની જરૂરીઆતો સંભાળી લેવામાં તેઓ તેમના સદા સેવક તરીકેની ફરજો બજાવે છે. સંવત ૧૯૯૫ ના પોષ સુદી બીજને દિવસે ભગવાન કરૂણાસાગરના ગ્રંથોના પારાયણની પૂર્ણાહુતીના સમયે કાયમ પંથના મહારાજો તથા ગામ પંચ સમસ્ત ચાદર ઓઢાડી ભાવી મહંત નીમ્યા છે. આ સમયે ગામના પંચ તરફથી ચાદર ઓઢાડવામાં આવી હતી. આ સમયનું આ દ્રશ્ય ખરેખર વખાણવા જેવું હતું. આ

[ અનુસંધાન માટે જુઓ. પૃ. ૧૦ ]



નવસારી પ્રાંતના વ્યારાના દાનવીર પ્રાણજીવન લલ્લુભાઈ તેઓ તરફથી આર્થિક મદદને લીધે મારા કાયમપંથ ધર્મના પરમ વિશેષ પરમગુરૂ ભગવાન કરૂણાસાગર તરફથી રચાયેલ સમત ગ્રંથો સટીક થવા પામેલા છે. આ પંથના ભાવી સતસંગીઓને તેઓશ્રીએ પરમ ઉદારતા બતાવી ગ્રંથોની મહત્તા આગળ લાવવા જે કંઈ દ્રવ્યનો વ્યય કર્યો છે તે સઘળાંએ કારણોનું માન વા યોગ્યતા તેમને પોતાને ઘટે છે હું પોતે પ્રકાશક છું પણ ધનના અભાવે ગ્રંથોનો જે મહાન ગુપ્તભાવ પ્રકાશક કરી શકેલો નહિ. તે ભગવાન કરૂણાસાગરે તેમના હૃદયના અંતરપટમાં વિકાસ કરી તેમના ધ્યેયને બહાર લાવી આ ગ્રંથના પ્રકાશકરૂપ હથિયાર વડે સર્ત્તા સત્ કેવલથી ઉત્પન્ન થયેલા દ્રવ્યો માત્રથી પરમઅંશની યોગ્યતા નિશ્ચયાત્મક જણાવવા ઉપરાંત અતિ પ્રૌઢ સર્ત્તા સત્ કેવલનું ઓળખાણ કરાવેલું છે, તે સંબંધી ઓળખાણ વા જાણ જે જે ભગવદ્ ભક્તોને થશે અને ભાવીમાં પણ આ ગ્રંથ સાથે મસાગત કરતાં જે જે આ ગ્રંથોમાંથી સારરૂપ મુદ્દા મેળવી શકશે તે તમામ સુકૃતના મુખ્ય અધિકારી શ્રીમાન પ્રાણજીવન લલ્લુભાઈ છે.

# "ભકત પ્રાણજીવનના આત્માને આપેલી શ્રદ્ધાંજલિ"

## ગ ઝ લ

ઘણા ભકતો ધનીક છે પણ, નહિ તે પ્રાણજીવન જેવા
કદીના જેમનું ધન આવ્યું, સમાજની કરવા સેવા ૧

હે ભગવતી જન, મારા આ જ્ઞાનવાન સંપ્રદાયના જે જે પુસ્તકો ભગવાન કરૂણા-સાગરથી રચાએલાં છે, તે તે ગ્રંથો હસ્તલેખિત હોય જેની કિંમત ૫૦ અને ૧૦૦ રૂપીઆ સુધી લેવામાં આવતી હતી તે ગરીબ ભક્તજનો કે જેઓ પરમપદના પીપાસુઓ છે તેઓ આટલાં બધાં નાણાં ખરચીને પુસ્તકો લઇ શકે તેમ ન હતું; આ વાત હું પોતે ઘણી વખત પ્રાણજીવનને કહેતો હતો, એથી તેમનું લક્ષબિંદુ બદલાયું અને પુસ્તક પ્રચાર કરવાનું કાર્ય તેમણે પોતે હાથમાં લીધું, ત્યારથી ગ્રંથપ્રચારનું કાર્ય સટીક થયું. આમ વર્ષો સુધી કામ કરતાં કરતાં છેવટે એમની જીંદગીનું આ છેલ્લું વર્ષ આવ્યું. સંવત ૧૯૯૫ ના માગશર મહિનામાં તેમનું માંદગીનું પ્રમાણ વધ્યું, તેમણે મને બોલાવ્યો પણ સંજોગવશાત્ મારાથી જવાયું નહિ; કારણ કે સુરત જીલ્લામાં ઉમરા મુકામે ભગવાન કરૂણાસાગરનું પારાયણ હતું, આ કામમાં હું અગાઉથી રોકાએલો એટલે પારાયણના સઘળાં કામ પરવારી પછીથી વ્યારે ગયો. તે સમયે તેમની સ્થિતિ સારી હતી, પણ જીભ ખેંચાએલી હતી, કારણકે તોતડું બોલતા હતા. મેં તેમને કહ્યું "હજુ ભલે સો વર્ષ જીવો" પણ મિલ્કતની વ્યવસ્થા કરો. તે કામ તેમણે મને સોંપ્યું અને તમે જે પ્રમાણે લખશો તે મને મંજુર છે, એમ કહ્યું; એટલે પ્રાણજીવનના કાકાના દીકરા જેનું નામ જમનાદાસ છે, આ જમનાદાસનો એક દીકરો કે જેનું નામ ભગુભાઈ છે તેની ઉમ્મર આશરે આઠેક વર્ષની હશે તેને પ્રાણજીવનની ગાદી ઉપર બેસાડવા ગુરૂ સમક્ષ દત્તવિધાન કરી, દત્તકપત્રનું લખાણ લખી રજીષ્ટર કરાવ્યું. આ વખતે ઉમરા ગામના તથા વડોદરાના સુખાનંદજીને પણ દસ્તાવેજથી સ્થાવર મિલ્કત બક્ષીસ કરેલી તેમાં દત્તકના પૂર્વપિતા જમનાદાસને પણ બક્ષીસ દસ્તાવેજથી સ્થાવર મિલ્કત આપેલી, બાકીની જે મિલ્કત સ્થાવર જંગમ રહી તે દત્તકપુત્રને લખી આપી, આમ વ્યવસ્થાપત્ર કરી હું વડોદરે આવ્યો, એક બે દિવસ રહી રાજપીપળામાં ઉમરવા નામે ગામ છે ત્યાં ગયો, અઠવાડિયું ન થયું એટલામાં પ્રાણજીવનની છેલ્લી માંદગીનો ટેલિફોન વડોદરે આવ્યો. હું વડોદરે ન હોવાથી ત્રીજે દિવસે ટપાલ મારફતે મને તે તાર મળ્યો. હું તરતજ શીશોદ્રા ગયો. તે જ દિવસની રાત્રે કપાસના ભરેલા ગાડા ઉપર બેસી પ્રતાપનગરના સ્ટેશન પર જતાં દરમ્યાન પડી ગયો આથી એક હાથ ને પગ બંને ઉતરી ગયાં. છતાં આવી હાલતે સુરત પહોંચ્યો, મને પડી જવાથી શંકા થએલી કે હું પ્રાણજીવનને મળી શકીશ નહિ, એમ સમજી સુરત સ્ટેશનથી વ્યારા અર્જન્ટ તાર કરી પ્રાણજીવનની સલામતી પૂછી, ત્યારે કુશળ છે એવા સમાચાર મળ્યા, એથી મને હર્ષ થયો છતાં દીલની શંકા નાબુદ થઈ ન હતી. બાદ હું શહેરમાં ગયો ને હાથ પગ હાડવૈદ્ય પાસે ચડાવ્યા બાદ ચાર વાગે ઉપડતી ટ્રેનમાં બેસી વ્યારે ઉતર્યો, ને ઘેર ગયો. મારો ને પ્રાણજીવનનો પ્રથમ મેળાપ થતાં તેઓ

રડી પડયા પછી મેં તેમને કુશળતાના સમાચાર પૂછયા, પણ ફરીથી તેઓ કંઈજ ઉત્તર આપી શકયા નહિ. સ્થિતિ ગંભીર હતી, મસ્તકે સંનિપાતનાં પણ ચિહ્ન હતાં આથી તેઓ મને તથા બીજા કોઈને ઉત્તર આપી શકતા નહિ. એ રાત્રિ એ પ્રમાણે પસાર થઈ, બીજો દિવસ પણ તેમજ ગયો, રાત પડતાં એકદંડી શ્વાસ ઉપડ્યો, તેમના આપ્તજનો ભેગા થયા, તેમને પથારીમાંથી હિંદુ ધર્મના નિયમ પ્રમાણે ચોકા ઉપર લેવાની તથા નહવડાવવાની તૈયારી કરી. મેં તેમને તેમ કરવા ના પાડી, એટલે તેમના સર્વે સંબંધીઓ અરસપરસ વાતો કરવા લાગ્યા કે પથારીમાં મરણ થાય એ સારૂં નહિ, હમોએ આજ સુધી પથારીમાં થતું મરણ જોયું નથી. મેં કહ્યું ના જોયું હોય તો આજે જુઓ, શું થાય છે અને મરણ કેવું નિપજે છે તેનો અનુભવ કરો. મારા વચન ઉપર વિશ્વાસ રાખીને તેઓ બેઠા. આમ કરતાં લાંબી રાત ગુજરી. તે દરમ્યાન પ્રાણજીવન શવાસને લાંબા શ્વાસો લેતા હતા. આમ કરતાં કરતાં કાળચક્રસત્વ સર્વ પ્રાણનો નાશ કરી પોતે પણ નાશ પામ્યું, ત્યારે પ્રાણજીવન શવાસને લાંબા હાથ પગ રાખીને સુતેલા હતા. તે સમય પર ભ્યારાની કોટમાં ઘંટનાદે રાતના બાર વાગ્યાનું સૂચન કર્યું. પ્રથમ ટકોરો થતાં પ્રાણજીવનના હાથ જે લાંબા થઈ પડેલા હતા તે ધીમે ધીમે ઉચકાયા આ દશ્ય સર્વે કુટુંબી જનો જોતા હતા, વળી આ હાથો ઉચકાઈને શું કરે છે તેની રાહ જોતા હતા. જેમ ટકોરા વધતા ગયા તેમ હાથ પણ ઉંચે થતા ગયા અને અગ્યારમે ટકોરે બંને હાથ જોડાયા કે જે પ્રણામ કરે છે એવા રૂપમાં દેખાયા, આ દેખાવ પૂરો થતાં બારમો ટકોરો થયો, તે સમય પર "સદ્‌ગુરૂ દેવકી જે" એમ કહી પ્રાણજીવનના ચેતને છેલ્લો શ્વાસ છોડી દીધો. આ દશ્ય જોઈ દરેક અચંબો પામ્યા અને કહેવા લાગ્યા કે આવું મરણદશ્ય અમે કદી જોયું નથી, હે પ્રાણ-જીવન તારા જીવનને અને કારકીર્દિને ધન્ય છે. તું આ ભૌતિકદેહને છોડી આ લોકમાંથી અદશ્ય થયો તોપણ આ જ્ઞાનવાનપંથમાં જીવતોજ છે. એજ. પ્રાણજીવનભાઈનો જન્મ સંવત ૧૯૪૨ના શ્રાવણ સુદ ૯ ને રોજ થયો હતો. અને મરણ સંવત ૧૯૯૫ના મહા વદ ૧૨ ને બુધવારે થયું એટલે એકંદરે પ્રાણજીવનનું જીવન ૫૩મેં વર્ષે સમાપ્ત થયું.

**પરમહંસ સુખાનંદજી વડોદરા**

---

[ અનુસંધાન પૃ. ૮ નું ]

પારાયણમાં ગામના યુવાનોએ ખુબ સેવા કરેલી. પારાયણનો મંડપ અજોડ બાંધેલો હતો, અને આવનાર ભગવતિ જનોની તથા મહારાજોની પુષ્કળ સેવા કરેલી હતી. અમારાં ઘણાં પારાયણો થએલાં હશે પણ આ પારાયણમાં ગામ લોકોની સેવા તેમની લાગણી તેમનાં સરળ હૃદય, તેમની ઐકયતા તેમની વખતો વખતની હાજરી વિષે જે જે સેવાઓ આ યુવાનો બજાવતા હતા તે જોઇ અમારા આખાયે પંથના સર્વ લોકો યશોગાન ગાય છે. આ સેવા વિસારે પડે તેવી હતી નહી. અમો ધારીએ છીએ કે પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર તેમના પવિત્ર હૃદય સદાય રાખે. લી. **સુખાનંદજી પરમહંસ**

# મહારાજ મોહનદાસજી પરત્વે કેટલીક વાતચીતના અહેવાલ નીચે પ્રમાણે છે

૧. મારા કાયમ પંથમાં જ્ઞાન સંપ્રદાય સંબંધી મુખ્ય પુસ્તક શ્વસંવેદ છે, અને એજ આ પંથનો મુખ્ય આધાર છે તેને લગતા મારા વિચારો પ્રદિપ્ત કરૂં છું તે ધ્યાન પુર્વક સાભળો.

૨. પોતાના નિરવાહને માટે ચિંતા અગર પ્રપંચ કરતો નથી, એજ ભગવતીજન પરમગુરૂમાં ખરો વિશ્વાસુ છે. વળી મદાંધપણાના અહંભાવને છોડી દઈ વિપત્તિને પણ સંપત્તિ માનજો.

૩. મહાન ગુરૂના વાકયો જે છે તેજ સાક્ષાત કૈવલ કર્ત્તાનાં વચનો માનજો.

૪. એક ધનવાન પુરૂષનો નાશ થતાં હજારો ગરીબોની જીવીકાનો નાશ થાય છે. તેવીજ રીતે એક વિદ્દવાન અનુભવી મહાપુરૂષનો નાશ થતાં જ્ઞાન, વૈરાગ અને ભક્તિનો નાશ થાય છે.

૫. જેની આંખો પરમગુરૂના જ્ઞાનમાં તથા તેમને તાબે થવા ઇચ્છા રાખતી નથી તે આંખોનો અંધ હોત તો ઘણું જ સારૂં હતું. જે જીભ ગુરૂના ગુણ પાછળ રોકાતી નથી તે જીભ મુગી રહેવામાંજ સારૂં છે, જેના કાન સાચું સાંભળતા નથી તો તેમણે બહેરા રહેવું એ વધારે સારૂ છે; જેનો દેહ ગુરૂ સેવામાં જોડાતો નથી તે દેહવાળાનું મરણ વધારે સારૂ છે.

૬. જે માણસ પરમગુરૂના પરમ જ્ઞાનમાં પ્રાણ સુદ્ધાં ન આપી શકયા તો માની લેજો કે તેના દીલમાં પ્રેમની જાગ્રતિ થઈ જ નથી.

૭. જગત ભરના સર્વ પદાર્થને સ્થુલ રૂપે ન જોતાં તેના વાસ્તવિક મુળ સ્વરૂપનાં જે તત્વો છે તે જોવાં એજ ખરો અનુભવ છે.

૮. ગયો સમય પાછો સાંપડતો નથી. આ કારણને લીધે આ સમય જેટલી બીજી કોઈ વસ્તુ પ્રિય નથી.

૯. અંતઃકરણમાં એક જાણનો ભંડાર છે તે ભંડારમાં એક રત્ન છે આજ રત્નનું નામ પરમગુરૂના જ્ઞાનનો પરમપ્રેમ છે. આ રત્ન રૂપ જે પ્રેમ છે તેને મેળવી શકે એજ પરમગુરૂનો વેત્તા છે.

૧૦ અભિમાનપુર્વક જે જે તપશ્ચર્યાઓ કરી છે તેના કરતાં પાપના માટે ઉંડી લાગણીપુર્વક એક પણ પશ્ચાતાપ શ્રેષ્ઠ છે.

૧૧. પરમગુરૂનો દાસ જ્યારથી સંસારી આવરણોથી વિટાવા લાગ્યો ત્યારથી ગુરૂ અને તેમની ઉપાસનાથી છુટો થતો જાય છે.

૧૨. સંપુર્ણ પરમ ગુરૂમાં જે ભગવતિ જનનો વિશ્વાસ છે, તે પરમગુરૂને ઓળખશે.

૧૩. સમસ્ત જગત પરમગુરૂ છે, એટલે કે પરમગુરૂની ઈચ્છા એજ જગત અને સંકિર્ણ એજ જગતનો વિનાશ.

૧૪. પરમગુરૂનો સ્વીકાર એજ સકર્તા પતિનો સ્વીકાર છે. પરમગુરૂ સંબંધી ભજન ધ્યાન કે ધારણા જે જે કંઈ કરો તે તે સઘળી ક્રિયા સકર્તા પતિને પહોંચે છે પણ અંતઃકરણની આજ્ઞા લઈ સઘળી આકાંક્ષાઓને ઊલટી વાળીને જોશો ત્યારે જ દેખાશે.

૧૫. પુસ્તક વાંચતાં વાંચતાં અને અગાધ જ્ઞાનનો વિચાર કરતાં કરતાં તલ્લીન થઈ જવું એજ પરમ તપ છે. આ સીવાય બીજુ કોઇ તપ નથી.

૧૬. જગત માત્ર કાયમપંથી છે પણ આ જાણના આપનારના અભાવે વાસ્તવિક દેખાતા નથી. એ ખામી ઉપદેશ કરનારાઓની છે.

# એક ઉપાય

એક કહે છે કાર્ય નથી, કર્તા નહિ એમ બીજો;
કાર્ય કર્તા કાંઈ નથી, પણ બ્રહ્મજ એમ ત્રીજો.
કોઈ કહે કાર્ય કર્તા છે, પણ કારણ નથી જણાતું;
કોઈ કહે જીવજ કર્તા, ને ભરમ કારણ મનાતું.

કોઈ કહે વિશ્વ અનાદિ, નહિ એનો કર્તા;
કારણ પણ એનું નથી, કર્મજ મુક્તિ દાતા.
આ સર્વેનાં કથન સુણી, ચિત્ત ગોથાં ખાય;
તેમાંથી બચવાનો એક, પંચમવેદ ઉપાય.

એક કહે પુરૂષ અંધ છે, પ્રકૃતિ પગે અપગ;
એક બીજાની સહાયથી, ચાલે વિશ્વ તરંગ.
બીજો કહે પુરૂષ જ્યારે, કરે પ્રકૃતિ સંગ;
વિશ્વ પેદા થાય ત્યારે, સહિત વિવિધ રંગ.

કોઈ કહે નિર્ગુણ બ્રહ્મ, ધરે રૂપ અપાર;
તેથી વિશ્વ થાય છે, જેમાં નથી કંઈ સાર.
આમ વાણી વિવિધ સુણી, મન કદી ના હરખાય;
તેને હર્ષિત કરવાનો એક, પંચમ વેદ ઉપાય.

કોઈ કહે માયા પોતે, કરે પુત્રો ઉત્પન્ન;
પછી તેમને ભોગવવાનો, ધરે છે ઉમંગ મન.
કોઇ કહે નારાયણની, નાભિ મહીંથી એક;
કમળતંતુ પ્રકટયો તે, જળ ઉપર ગયો છેક.

તેમાં બ્રહ્મા પ્રકટયાને, તેણે રચી આ સૃષ્ટિ;
એ સૃષ્ટિનો નાશ કરે છે, શિવની ત્રીજી દૃષ્ટિ.
એમ સહુની વાત સુણી, મન નવ સ્થિર થાય;
તેને થિર કરવાનો એક, પંચમ વેદ ઉપાય.

કોઈ કહે યોગ સાધો, જેથી મુક્તિ થાય;
બીજો કહે વળી ભોગથી, કેમ ન મુક્તિ થાય.
કોઈ કહે શિવને ભજો, કોઈ કહે સેવો રામ;
કોઈ કહે પૂજો માતને, કોઈ બતાવે શ્યામ.

કોઈ કહે ગમે તે એમાંથી, પકડો એકજ નામ;
જેથી વિણ હરકતે, થશે મુક્તિ અકામ.
આ સર્વેની વાત સુણી, મનમાં ગરબડ થાય;
મનને થિર કરવાનો એક, પંચમ વેદ ઉપાય.

એક કહે છે પુરાણોમાં, ભર્યો છે ગપ ગોળો;
શિવજીને કર્તા ઠરાવી, છેવટ કર્યો ભોળો.
બીજો કહે રહસ્ય એમાં, અતિ ગહન છે ભર્યું;
સમજાય ના તોપણ માન્યું, તે જન ભવ તર્યું.

એક કહે ચાર વેદને, છ શાસ્ત્ર નિરધાર;
એ વિનાના અવર ગ્રંથો, નાસ્તિક જાણો સાર.
બીજો કહે કુરાન ન માને, તે કાફર કહેવાય;
આ જાળમાંથી બચવાનો, એક પંચમવેદ ઉપાય.

નિજ જાણનું વિસ્મરણ થાએ, ઉંઘે છે જીવ જ્યારે;
કોઈ જગાડે હાક મારીને, ઊઠો ભાઈ અત્યારે.
ભાઈ ઉઠે થાય જાગ્રત, હરે ફરે ક્રિડા કરે;
જાગ્રત સુખને અનુભવેને, સત્તાને ધારણ કરે.

એ પ્રકારે અંશ ઉંઘેલા, થએલા રહિત સત્તા;
પરમગુરુની હાક સુણીને, થાય ચેતનવંતા.
તે ચેતન પ્રવાહતણી, સઘન ઘન હાક કહેવાય;
તે હાક ગંગજળ પીવાનો, એક પંચમવેદ ઉપાય.

# પંચમ શ્વસંવેદ

—मंगलाचरण—

सोहम् करुणा करनन, प्रणव ओहंग अविकाशा;
द्वैत–रमण गुंजगवन, कोयेहु निजपति प्रकाशा. ॥ १ ॥

સકર્તા સતકૈવલે પરમ મહદ્ સર્વજ્ઞ વિકાશરૂપ સોહંગ જે અપાર કરૂણામય છે તેની અવિકાશરૂપ ઓહંગ પ્રણવ સાથે દ્વૈતરમણ કરવા ગ્રંથિ બાંધેલી છે અને એનાજ વડે સર્વલોકનો વિસ્તારપૂર્વક પ્રકાશ કરેલો છે.

तेही कायम कैवल कुल, एकलमल अरसुः
अति अपरंपर परम, सर्वशिर पद सद परसु. ॥ २ ॥

ઉપર પ્રમાણે ઓહંગ-સોહંગની ગ્રંથિનું સંધાણ કરનાર સકર્તા સત્ કૈવલ સદા-સદોદિત દેદીપ્યમાન હોઈ અંતરિક્ષ એકલમલરૂપે રહેલા છે. વળી તેઓ અતિ પારાવારરૂપે સમસ્ત પદાર્થી શ્રેષ્ઠ સર્વશિર સોહંગરૂપ જે સત્યપદ તેને સ્પર્શીને રહેલા હોઈ સદાને માટે અચળ છે.

तयो जयो जयो अहो अकल, सकल सांम्रथ करतारन;
पसरन पुरुपत्व अनंत, अंत विनु असंख्य अपारन. ॥ ३ ॥

હે કિરતાર! તમો અખંડ જયરૂપ છો. વળી આપ પોતે અકળ હોવા છતાં સમસ્ત જગતમાં અંશરૂપ કળા ભરનાર આપ પોતેજ સમર્થ છો. અરે! આ જગતમાત્રનો પ્રસારો સંપૂર્ણ પુરૂપત્વથી ભરચક ભરેલો હોઈ અંત સિવાયનો પારાવાર અસંખ્ય અને અપાર છે.

विविधी भात विगतंग अंग, भिन्न व्रनन निरुपम्;
शमल शक्ति जीनुं सरल चरल, कुल करन अनुपम. ॥ ४ ॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે કિરતારથી રચાયેલું વિધ વિધ ભાતનું જે અપાર જગત છે તેના દરેકે દરેક અંગનું ભિન્ન ભિન્ન પ્રકારે વિગતવાર આ ગ્રંથનાં અંગો વિષે વર્ણન કરી અતિ ઉત્તમ નિરૂપણ કરીશ, અને આ બધાય ઘાટમાં અંદર સમાઈને જે શક્તિ રહેલી છે તેનું સરલતાપૂર્વક અનુપમ વર્ણન કરીશ.

हिरण्यगर्भ अज अमर आद्य, अणु अचर चराचर;
निरमेयु स्रष्ट उतकृष्ट, आप जीनुं सकल परापर. ॥ ५ ॥

અણુરેણુથી લઈ સ્થાવરજંગમ તેમજ દેવતાઈ લોકમાં આવેલા શિવ, બ્રહ્મા અને વિષ્ણુ પર્યંત સર્વલોક હિરણ્યગર્ભરૂપ છે. આ પ્રમાણે હે પતિ! સૃષ્ટિ માત્રને ઉત્કૃષ્ટ રૂપે નિર્માણ કરી આપ પોતે સર્વલોકની પાર અલગ રહ્યા છો.

सर्व उतइत तीत तखत अकथ, कोहु गति न प्रसीत चित्त;
तदेव अखेव खुद खलक पलकमांही, अखिल जीवानुं बीज स्वजल समस्त हेतु ॥६॥

હે સકર્તાપતિ ! આપ પોતે આ બાજુ તથા દેવતાઈ આદિ લોકોની તે બાજુથી તીત હોઇ અલગ આપનું તખ્ત આવેલું છે. આ તખ્તનું વર્ણન અકથ્ય છે, કારણ આ પરમ ચિત્તમાં ભલભલાની પણ ગતિ પ્રવેશી શકે તેમ નથી; આથીજ આપ અક્ષય ધામના નિવાસી છો. આ પ્રમાણે અક્ષય ધામમાં રહીને ચૌદલોકાદિ સર્વ અંશયુક્ત સાજ સર્જો છો. આ સાજરૂપ સમસ્ત રકમો અત્યંત પરમ-રસયુક્ત હોઈ હેતુથી ભરચક ભરાયેલી હોય એમ દેખાય છે.

अनंत सिद्धान्त अंत मोर्धनी कैवलकंथ, याहो ते ना कोहु तंन अधिपरस्तिए;
इशनके इशधीश मचल मजोनो पुरुष, कर्ता के कर्तारेश्वर कुवेर नमस्तिए. ॥७॥

હે સકર્તા-પતિ ! આપ પોતે સર્વલોકના વિદ્વાનોએ જે જે સિદ્ધાન્તોનો નિશ્ચય કરેલો છે તે તે સિદ્ધાન્તોના અંતે, મૂર્ધાની એટલે સર્વ અંશોના માથે ધણીરૂપે રહેલા હોઈ જેનાથી કોઈ વસ્તુરૂપ મુદો અધિક નથી એવા ઇશ્વરોના ઈશ્વર અને કિરતારોના કિરતાર આપ અજન્મા પુરૂપને, સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે હું નમસ્કાર કરૂં છું.

## કંદ. ૧.

## ગ્રંથનો ખુલાસો

દોહા.

एही प्रथग मंगलाचरनन, वर्णन करन इति ग्रंथ;
स्वसंवेद शुद्ध पंचमो, ताही गति विस्तरहु अर्थ. ॥ १ ॥

ઉપર પ્રમાણે પ્રથમ મંગલાચરણ પૂર્ણ કરી ગ્રંથનો પ્રારંભ થાય છે. આ ગ્રંથમાં અથથી ઇતિ સુધી સંપૂર્ણ વર્ણન કરવામાં આવશે. આ ગ્રંથનું નામ શ્વસંવેદ છે. આ શ્વસંવેદની ગતિનો અર્થપૂર્ણ વિસ્તાર થાય છે તે યથાર્થ લક્ષ રાખીને સાંભળો.

सोहम् श्वासा स्वसमही, प्रणव प्राकृतम जेह;
अखिल लोक अंतर जप, वेद पंचमो तेह ॥ २ ॥

અખિલ બ્રહ્માંડનાં ભૌતિક પંચતત્ત્વોના ઘાટમાત્રના અંતરપટમાં સોહંગ રહેલો છે. આ સોહંગ શ્વાસરૂપ જે પ્રણવ તેનુંજ નામ શ્વસંવેદ છે. આ પ્રણવમાં સંપૂર્ણ વિભૂતિઓ રહેલી છે પણ જેની કોઈ સમર્થ સદ્‌ગુરૂની કૃપાથી ઊર્ધ્વ ગતિ થાય તેજ પારખી શકશે.

तेही श्वसम् निज निगमसे, प्रसत सकल जगजीव;
चर-अचरा सुरलोक ल्यौं, प्रसिद्ध जीवन पर शिव. ॥ ३ ॥

જે નિજગતિરૂપ નિગમ તેજ પાંચમો શ્વસંવેદ છે. આ શ્વસંવેદ વડે સ્થાવર

જંગમ આદિ ચૌદ લોક સુધીના જીવગતિના તથા શિવગતિના સર્વ અંશો દશ્યમાન થાય છે, એટલે કે શ્વસંવેદની જાણે કરીનેજ દેખાય છે. (શુદ્ધ નિહંગ સ્વરૂપ સોહંગનું છે અને તેમાં અલ્પજ્ઞ સુજાણજાણરૂપ જે અંશ તેનું પ્રતિબિંબ આ સોહંગરૂપ શ્વસંવેદમાં આવેલું છે. એથી જ સર્વાંગ શરીરોના ઘાટોમાં રોમરોમ જાગૃતિ સ્ફુરેલી છે. આ પરમ જાગૃતિને લઈ નીચે આવેલા ચૌદલોકરૂપ જગતમાં કે જે લોકમાં જેવાં તત્ત્વો છે ત્યાં તે પ્રમાણે પરિવર્તન થાય છે. એથી કરી સર્વલોકનાં વર્તન આ તત્ત્વોના ભેદે કરીને ભિન્નભિન્ન દેખાય છે, તેમાં કોઈ મોટી ગતિના શ્રેષ્ઠ પુરૂષો થાય છે! પણ સોહંગ પ્રદેશમાં જતાં નીચેનાં તત્ત્વોની ટક્કરો લાગતાં પાછા પડી જાય છે; કારણ કે સોહંગરૂપ મહદ્ પ્રણવમાં બીજા ભૌતિક વિકારી પ્રણવ મળેલા છે; એથી આ પુરૂષો જીત મેળવી શકતા નથી. છેવટે આ પદ અથાહ છે એમ થાકી જઈને બોલેલા છે. જેથી અત્યારસુધી કોઈ વિદ્વાન અથથી તે ઇતિ સુધી કહી શકયા નથી. આજ કારણને લીધે બ્રહ્મા જેવા સમર્થ પુરૂષે નેતિ પોકારી છે. એટલે કે ઈતિ સુધી કહી શકયા નથી ).

निगम चतुर चुर चरमनी, गति विलोकेहु भेद;<br>
जाहीसे नेति कर थकी रहे, ताही गति लहे स्वसंवेद. ॥ ४ ॥

મનુષ્ય માત્રના આદિ પિતા બ્રહ્માજીએ જ્યારે નિગમરૂપ ચતુર્વેદની રચનાત્મક સ્થિતિનો પ્રારંભ કર્યો ત્યારે દેવતાઇ ચર્મચક્ષુ વડે બુદ્ધિના ચૂરેચૂરા કરીને ગતિવડે વિલોકનપૂર્વક સમસ્ત દ્રવ્યોને નિહાળીને જોયાં પણ પરમ-વસ્તુરૂપ મુદ્દાનો ભેદ પામી શકયા નહિ ત્યારે અને તેજ વખતે થાકીને નેતિ કહી છે. આ બ્રહ્માજી જે પદની નેતિ પોકારે છે તેજ પદની પરમમહદ્ગતિના ભેદરૂપ મુદ્દાને માત્ર શ્વસંવેદજ જાણે છે. ( પરમ સોહંગ-પ્રણવરૂપ શ્વસંવેદની સત્તા પામીને નીચે આવેલો ઓમકાર પ્રણવ વિકસિત થયો, આથી ઓમકારમાં રહેલી પરા આદિ ચારે વાણી સ્ફુરણાને પામી. આ પ્રમાણે સ્ફુરણા પામેલી ચાર વાણીના ચારે વેદો બ્રહ્માજીદ્વારા પ્રકાશમાં આવેલા છે. આ બ્રહ્માજી માનવ-શરીરયુક્ત સ્થૂલ-દેહવાળા જાણવા. વળી સ્થૂળ-શરીર સિવાય રચનાત્મક સ્થિતિનું જ્ઞાન કોઈ ઘાટને નથી. વળી જ્યાં સુધી મનુષ્યોનાં સ્થૂલ શરીરો હયાત રહેશે ત્યાંસુધી બ્રહ્માજી છે જ. આ ન્યાયે સ્થૂલ-દષ્ટિથી નિહાળનાર વા ખોજપૂર્વક શોધનાર વા અંતઃકરણ યુક્ત મંથન કરનાર જ્યાં જ્યાંસુધી તર્ક કરશે ત્યાં ત્યાંસુધી દષ્ટિ ચર્મયુક્ત હોઈ ચર્મનું જ અલોચન કરશે. વળી અસંખ્ય લોકમાં વસતા નાના મોટા સર્વ લોક ચર્મથી ઢંકાયેલા છે; આ કારણને લીધે ચૌદ-લોક પૈકી નિગમ આદિ વેદના રચનાર બ્રહ્માજી ચર્મદષ્ટિ વટીને આગળ કેમ કરી જઇ શકે? આથી જ નેતિ કહી છે. આ ચર્મ વિષેની સમજૂતી માટે હંસતાલેવા ગ્રંથનું અંગ ઓગણપચાસમું જોઈ લેવું. )

स्वसंवेद शुद्ध सरलए, पूर्वे परायण संच;
रचेहु खलक जीने बहुविधि, ताही निधे जाहीको समंच. ॥ ५ ॥

હે અંશો ! સકર્ત્તા–પતિએ જગતમાત્રની રચના કરવા સોહંગ–પ્રણવરૂપ શ્વસંવેદમાં અગણિત લોકોની ઉત્પત્તિના વિચિત્ર પ્રકારવાળા સંચ ભરેલા છે. જેમાં આ બધા સંચ ભરેલા છે તે શ્વસંવેદ શુદ્ધ અને સરલતાપૂર્વક શમદમરૂપે હોઈ સર્વ લોકના જીવનરૂપે સર્વાંગ શરીરોના દરેકે દરેક તત્ત્વને પોષણ આપનારો છે અને તેનો સંબંધ સકર્તા સતકૈવલની સાથે રહેલો છે.

ताहीते समंच कर स्वर इत, रहेहु सकल घट व्याप;
जहांन सचित जंतरवत, स्वसम् तार निज आप. ॥ ६ ॥

ઉપર પ્રમાણે નિજસમ શ્વસંવેદ ચૌદ લોકનાં સૂક્ષ્મ તત્ત્વોરૂપ દ્રવ્યોને પોતાના અંતરપટમાં સમાવેશ કરીને વ્યાપક રહેલો છે; એ કારણને લીધે સર્વલોકની ઉત્પત્તિ થાય છે. આજ વેદના જ્ઞાતાઓને આ પ્રણવદ્વારા પ્રતીતિ થાય છે અને સમજાય છે કે જગતમાત્ર શુદ્ધ ચિત્તરૂપ શ્વસંવેદના પ્રણવ–તારથી જંતરવત્ જકડાઈને બંધાઈ રહેલું છે.

तेही तारे तन प्रोइयां, लोक चतुरदश खंड;
स्थावर जंगम जलस्थल, अणु आद्ये ब्रह्मांड. ॥ ७ ॥

શુદ્ધ સોહંગ–તાર વડે નવખંડ, સપ્તદ્વીપ, સ્થાવરજંગમ આદિ ચૌદલોકના સઘળા ઘાટો અણુથી તે બ્રહ્માંડ સુધી પરોવાયેલા છે.

तेही लख निरणे निरुपण, निगम पंचमामांहांयः
ओर सकल ओरली गम, वेद चतुर गति जांहांय. ॥ ८ ॥

આ ચૌદ લોકનાં સઘળાં દ્રવ્યોને જાણવાનો જે લક્ષ છે તેનો નિર્ણય વા નિરૂપણ નિગમ પાંચમામાં સંપૂર્ણ છે; અને આ સિવાયનો બહારનો એટલે આ બાજુનો લક્ષ ચાર વેદમાં છે. આ ચાર વેદથી પાંચમા શ્વસમવેદની પરમગતિ ન્યારી છે.

**પાંચમા શ્વસંવેદનો લોપ થવાનું કારણ નીચે પ્રમાણે છે.**

विधि वितपन शिर पंचमो, तेही उचरत स्वसमूवेद;
काटेहु शिव तेही समजते, भव नहि पावही भेद. ॥ ९ ॥

બ્રહ્માજી ચારવેદના છેવટ ચિત્તરૂપ જે પાંચમો વેદ તેનો ઉચ્ચાર કરતા હતા. આ પાંચમા મુખનો ઉચ્ચાર સૃષ્ટિક્રમની ધારા આગળ ચાલતી અટકાવવાવાળો હતો તે વિધિનો સંપૂર્ણ ભેદ વિષ્ણુ સમજી ગયા અને વિચારવા લાગ્યા કે બ્રહ્માજીને અનેક પ્રજા થઈ અને આ પાંચમા વેદનું જ્ઞાન સાંભળી એક પાછળ એક એમ અનેક શનકાદિકો ચાલ્યા ગયા છે. જો આ પાંચમા મુખની વાણીનો ઉચ્ચાર ન થાય તોજ બ્રહ્માનો વંશ આગળ ચાલે, પણ સંહાર કરવાનો ધર્મ શિવજીનો છે; આ કામ મારાથી બની શકે નહિ. આ પ્રમાણે

વિષ્ણુ વિચાર કરીને શિવજી પરત્વે પંચમવેદની વિરૂદ્ધ વાતો કરવા લાગ્યા; આથી શિવજીએ કહ્યું કે કોઈ પ્રસંગે હું બ્રહ્માનું પાંચમું મુખ કાપીશ, હાલ બનશે નહિ. આમ શિવજીના કહેવા છતાં વિષ્ણુને તૃપ્તિ થઈ નહિ એથી રોજને રોજ શિવજી પરત્વે બ્રહ્માના પાંચમા મુખ વિષે ખૂબ ખટપટ કરવા લાગ્યા. આ વાતનો ચોક્કસ પુરાવો પુરાણોમાં છે. જ્યારે વિષ્ણુએ આ પ્રમાણે ખરૂંખોટું સમજાવવામાં પૂરેપૂરી ખટપટ કરી ત્યારે શિવમાં ક્રોધ આવ્યો અને તેજવખતે બ્રહ્માજીના પાંચમા મસ્તકનું છેદન કર્યું. આ બાબતમાં પુરાણોમાં કહેવાય છે કે શિવજીને બ્રહ્મહત્યા લાગી. આ બ્રહ્મહત્યાનું નિવારણ કરવા માટે શિવજીએ મસ્તકની ખોપરીની રૂંડમાળ કરી પોતે ધારણ કરી છે. અરે! જગતભરમાં આ વિષયનો ભેદ કોઈ પણ પામી શક્યું નથી. ક્યાંથી પામે! પ્રથમના થયેલા આગવાઓએ સ્વાર્થ ખાતર કરેલી ભૂલ આખાય દેશને સોસવી પડે છે.

जो पावही भव भेद एह, रहत नहि कोहु अंध;

जदीप अंध अज्ञान बिनु, जीव परत नहि फंद. ॥१०॥

કદાચ જગતના લોકો ઉપર પ્રમાણે જો ભેદ પામ્યા હોત તો કોઈ અંધ-અજ્ઞાની રહેત નહિ. આ પ્રમાણે અંધ-અજ્ઞાની ન હોત તો સર્વ જીવો આ માયાના ફંદમાં પડત નહિ.

बिनु फंदे भव फारगत, लहत परमपद सोय;

होहु मोक्ष सर्वं एक समे, वृद्धि-उत्पन्न नहि होय. ॥११॥

બ્રહ્માજીનું પાંચમું મસ્તક કાપ્યા બાદ શિવજી પોતે ખૂબ સમજ્યા અને વિચારવા લાગ્યા કે જો આ જીવ સંસારના ફંદમાં ન પડે તો જીવ-માત્રની સીધી અને સરલ ફારગતી છે અને સાથે સાથે પરમપદ જાણવાની જે મહદ્‌ગતિ છે તેના પણ જાણકાર થઈ જાય. આ પ્રમાણે જાણકાર થાય તો સર્વ અંશો મોક્ષરૂપ છે. જ્યારે આ પ્રમાણે બધાય અંશો મોક્ષની અનહદ સ્થિતિના આનંદમાં રહે તો સંસારની વૃદ્ધિ તથા ઉત્પત્તિ થાય નહિ. આ પ્રમાણે શિવજીએ ખૂબ વિચારણા ચલાવી.

बिनु वृद्धि-उत्पन्न विश्वही, को करही कैलास;

खेल अखंडित क्यों चले, निज करता इतिहास. ॥१२॥

વળી શિવજી વિચારે છે કે બ્રહ્માથી વૃદ્ધિ તથા ઉત્પત્તિ ન થાય તો વિશ્વ આગળ વધે નહિ. કદાચ જગત આગળ ન વધે તો હું કૈલાસના પતિને કોણ ઓળખશે? અને મારૂં વંદન કોણ કરશે? વા નિજ કિરતારની અખંડ ખેલ ચલાવવાની જે ઇચ્છા છે તે કેમ કરીને ચાલશે? એમ અનેક પ્રકારની ગડભાંગ કરવા લાગ્યા.

ताहीते निगम निज पंचमो, इश्वर रखेहु दुराय;

आपने स्वार्थ लगनकु, राखेहु जीव फनाय. ॥१३॥

આ ઇશ્વરોએ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા પંચમ શ્વસં-વેદને બ્રહ્માજીના જગતમાંથી ખસેડવા ભારે ખટપટ યુક્ત કોશિશ કરી. આમ કરવાનું કારણ માત્ર પોતાનો સ્વાર્થ. આ સ્વાર્થને લીધે જીવમાત્રને પોતાને કબજે કરી ફાંદામાં નાખ્યા, એથી કરી અત્યારે આ જગતમાં તેઓ ઇશ્વર તરીકે મનાય છે અને ઓળખાય છે.

फने जीव जग ज्यौं ल्यौं, त्यौं लहु इश आधीन;

जवते रहे इतके इत, निज करता नहि चीन. ॥१४॥

જેમ જેમ શિવવિષ્ણુ આદિના ફાંદાઓમાં જગત ફસાતું ગયું તેમ તેમ આ જીવ તેમને આધીન થતા ગયા. આ કારણને લીધે જીવમાત્ર કર્મકાંડના ફળના ઇચ્છુકી બન્યા એથી કરી ખરા કિરતારને કોઈ ઓળખી શકયા નહિ.

बिन करता चीने निज, रहेहु सकल जग जीव;

जीवगति-मति विषियानंद, इश्वर जजत सदीव. ॥१५।

આમ ખરા કિરતારને કોઈ ચીનીને ઓળખી શક્યું નહિ, એથીજ જગત-માત્ર જીવગતિનું દેખાય છે. આ જીવગતિની મતિમાં વિવિધવિધ પ્રકારના વિષય આદિના આનંદો ભરચક ભરાયેલા હોય એમ દેખાય છે. આ અધમ વૃત્તિ-ઓને વધુ પોષણ આપવા અનેક ઈશ્વરો કલ્પી કાઢયા અને તેઓ તેમને સદાને માટે આધીનતાપૂર્વક કરગરે છે.

जजत इश अंतरगत, इच्छत फल अहंमेव;

लेतदेत नाटक पचे, भूल गयेहु निज भेव. ॥१६॥

ઘણા ભકતો તૃષ્ણાવાદી હોય છે. અને કેટલાક તૃષ્ણાવાદી દેખાતા નથી તથાપિ અંતરમાં કોઈ મોટામાં મોટા ફળની ઈચ્છા તો હોય છે. મોઢેથી વૈરાગ બતાવે પણ તેવા અંતરમાં હોતો નથી. ઈચ્છા પ્રમાણે ફળની પ્રાપ્તિ ઈચ્છે છે. આ પ્રાપ્તિની લેવડદેવડમાં ચૌદલોકરૂપ જગતનું નાટક અંદરને અંદર પચી ગયું. એ કારણને લીધે પોતાનું ખરૂં સ્વરૂપ ભૂલી ગયા અને આ બાજુ જગત પ્રવાહના વહેણમાં વહેવા લાગ્યા છે.

भूलेहु निज घर जबनते, तब तेहु भरमत जंत;

ऊपजी सृष्ट जीनुं अबलगे, बीतेहु कल्प अनंत. ॥१७॥

હે અંશ! જ્યારથી તું તારૂં પોતાનું નિજઘર ભૂલ્યો ત્યારથી તું જંતુની માફક રખડતો થયો છે. અરે! જગત-ઉત્પત્તિથી લઈ આજદિનપર્યંત અનેક કલ્પ વહી ગયા છતાં હે અંશ! તું ઠરીને બેઠો નહિ.

एहि विधि भरमत जीव जग, कोहु लहत नहि पार;

राचेहु ज्यांही त्यांही उतइत, खोजे न खुद किरतार. ॥१८॥

ઉપર પ્રમાણે જગતના જીવમાત્ર ભમતા, રઝળતા અને રખડતા થયા તેમાંના કોઈ પાર પામી શકયા નહિ. કેટલાક આ બાજુના માનસિક સુખોમાં અટકયા

ત્યારે કેટલાક દેવતાઈ સુખોમાં. આ ઉભય સુખની પ્રાપ્તિમાં લબ્ધાયા એથી ખરા ખુદ કિરતારની ખોજ કોણ કરે ?

**જગતભરના અજ્ઞાન–અંધકારનો નાશ કરનાર પરમગુરૂનું આગમન**

तव तेही मुक्तावन, पावन करन जहांन;

आयेहु तन धर जवी हम, धरी भव भेख महान. ॥१९॥

ઉપર પ્રમાણે જીવ માત્રને વિધવિધ ફંદના ફાંદામાં ફસાયેલા મહાન દયાળુ પરમગુરૂએ જોયા ત્યારે તેમને મુક્ત કરવા તથા જગત માત્રને પવિત્ર કરવા અરસ ભુવનમાંથી અચાનક મનુષ્ય–શરીરરૂપ ભેખ ધારણ કરીને આવ્યા છે.

अब तुम सुनो जीव जहांन जग, मग मुश्कल जेही जंत;

तेही पंथ मम बक्षावहु, जावहु जांहां निज कंत. ॥२०॥

હે જગત માત્રના જીવ ! હું કહું છું તે સાંભળો. આ મારા જ્ઞાનવાન માર્ગને પ્રાપ્ત કરવામાં ઘણી મુશ્કેલી નડે તેમ છે છતાં તમોને સરલતાપૂર્વક અને સહેલાઈથી બક્ષિસ કરૂં છું. આ બક્ષિશ કરેલા મર્મને તમારા અંતરપટમાં સાચવીને રાખશો તો તમારા નિજ કંથ જ્યાં બિરાજેલા છે ત્યાં તમો જઇ શકશો.

निजपति परम पुरातन, जन जावही तेही धाम;

पावही मोक्ष परमपद, सोही गावहु गुनग्राम. ॥२१॥

હે અંશો ! આપણા નિજ પરમપતિ પુરાતન છે અને હે ભગવતિજનો ! તમો તેજ ધામમાં જશો. એ જ તમારૂં પરમ મોક્ષપદ છે. તેને પ્રાપ્ત કરી શકો તેવા ગુણ–ગાનનું વર્ણન કરૂં છું જે તમો ચિત્ત દઇને સાંભળો.

जेही गुनग्राम गूढारथ, भारथ भरम निवार;

लायेहु लक्ष तेही जांही वसे, खावन खुद किरतार. ॥२२॥

ભારતવાસીઓના ભ્રમનું નિવારણ કરવા મારા ખુદ ખાવન સકર્તા સત્ કૈવલને ત્યાંથી હું મહદ પરમલક્ષ લાવ્યો છું. આ લક્ષ ગૂઢાર્થવાળો હોઈ હું તેનાં જ ગુણગાન કરૂં છું તે તમે સાંભળો.

सोही लक्ष जीनुं लखवावहु, कहावहु मम जन संत;

अरपेहु तनमन चरनन, जवीत करहु गति जंत. ॥२३॥

સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે આ ગૂઢાર્થ જ્ઞાનવાળો જે લક્ષ એ ભગવતિજનો તથા સંતજનોને આપીશ કે જેઓ મારા થશે એટલે કે તેમનાં તનમન મારા ચરણમાં અર્પણ કરશે તેમને જ હું મહદગતિવાળા કરીશ. જેમનાં અંતઃકરણ મારામાં લીન પામ્યાં છે તેવા મુમુક્ષુઓને મારી સુજાણ-જાણરૂપ ગતિ આપી ભવપારંગત કરીશ.

अव जोनुं चाहेहु मोक्षजन, तेहु तनमन मम देह;

भेजेउ परमपदे निजघर, जांही वसे कैवल सदेह. ॥२४॥

હવે હું નિશ્ચયપૂર્વક કહું છું કે હે ભગવતિજનો અને સંતજનો! તમારે જો મોક્ષની ઇચ્છા હોય તો તમારાં તનમન મને અર્પણ કરો. જો તનમન મને આપશો તો પરમપદરૂપ નિજઘરમાં જ્યાં સકર્તા સતકૈવલ સદાને માટે નિવાસ કરીને રહેલા છે ત્યાં મોકલીશ.

परममोक्ष परमारथ, करन हरन भव फंद;
आयेहु निजपति पठयेहु, लहत न जीव मतिमंद. ॥२५॥

પરમદયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે જીવમાત્રનું કલ્યાણ કરનારો એવો જે મોક્ષ તેજ પરમમોક્ષ પરમગુરૂથી પ્રાપ્ત થાય છે. આનું જ નામ પરમાર્થ. એ જ ખરો પરમાર્થ હોઈ તે ભવમાત્રના દંદ્રોનું હરણ કરનારો છે. એના સિવાય આ બાજુના સઘળા પરમાર્થરૂપ પરોપકારો જે સ્વાર્થથી ભરેલા છે તે પતિ તરફનું અજ્ઞાન મટાડી શકે તેમ નથી. આ પરમાર્થરૂપ પરમમોક્ષને આપવા પરમગુરૂ આ બાજુ પધાર્યા છતાં મંદમતિના જીવ તેમના સ્વરૂપને ઓળખી શક્યા નહિ.

सोयेहु जग अज्ञानही, ताही जगावन करी टेर;
कृपासिंधु करुणामय, कायम सत कुबेर. ॥२६॥

આ પુરૂષની ઓળખાણ ક્યાંથી થાય અને તેમને કોણ ઓળખે! કારણ કે લક્ષાવધિ જન્મોથી અજ્ઞાનથી ભરેલી ઘોર અંધકારમય ચાદર ઓઢીને જીવો સૂતેલા છે. સમસ્ત દેશના કૃપાસિંધુ કાયમપુરૂષ કુવેરસ્વામીજી જે સાક્ષાત કરૂણામય છે તે આ સૂતેલા જીવોને ઢંઢોળી જાગૃત કરવા પધાર્યા છે.

अविलोकेयु निजपति जग, केवल आनंद कंद;
देखेहु परे परवश सबे, निगम चतुर गति फंद. ॥२७॥

આખાય બ્રહ્માંડમાં જે પરમાનંદ રહેલો છે તે પરમાનંદના મૂળ કંદરૂપ સકર્તા સતકૈવલ છે. તેમને ચૌદલોકમાં વ્યાપક દૃષ્ટિ વડે આલોચનપૂર્વક તપાસ કરી જોતાં જણાયું કે સર્વ અંશો ચતુરવેદના ફાંદામાં પરવશ પડેલા છે એમ એમને લાગ્યું ત્યારે;

उपनी म्हेर जबी जीवपर, निज नेनन पति देख;
करन मोक्ष तेही जननकु, खनये कुवेर धरी भेख. ॥२८॥

દયારૂપ સ્વરૂપ છે જેનું તેવા સકર્તા–પતિએ અતિ મહેર કરીને પોતાનાં સુજાણરૂપ નેત્રોવડે નિહાળીને જોયું; આ જોતાંની સાથે સર્વ અંશોને મોક્ષ આપવા ખૂબ ત્વરા લાગી પણ કોણ જાય! અને એવા ભરૂસાદાર કોણ મળે! તે સંબંધી પણ ખૂબ વિચાર કર્યો. આ પ્રમાણે વિચાર કરતાં પોતાની સમીપ રહેલા પરમશ્રેષ્ઠ પરમવિશેષ અંશ જે આપણા કાયમપંથમાં પરમ ગુરૂ તરીકે ઓળખાય છે તેમને જ આ બાજુ આવવા અને અંશોને ફાંદામાંથી મુકત કરવા આપણા પતિએ ભૌતિક તત્ત્વોનો ભેખ આપીને હુકમ કર્યો.

जेही मोक्षगति अगमकी, निगम चतुर गति न्हांय;
तेही गति–मति पति परमसें, लायेहु मम भव म्हांय. ॥२९॥

હે કરૂણેશના અંશો ! જ્યાં ચાર વેદની ગતિ પહોંચી શકતી નથી એવો જે સુજાણજાણવાળો અગમ્ય ગતિનો પરમમોક્ષ, તેની જાણરૂપ ગતિ પરમ સકર્તા પાસેથી સમર્થ કુવેર સ્વામીજી લાવેલા છે. આ જગતભરમાં કૈવલ–શબ્દનો પ્રચંડ ધ્વનિ આપણા આગળ સંભળાવનાર માત્ર પરમગુરૂ એક-લાજ છે.

पुनी जगमही हम आयकर नीरखेहु नजर पसार;
करमकांड फल आशक, अटक रहेहु संसार. ॥३०॥

હે અંશો ! જગતમાત્રનો ઉદ્ધાર કરવા જ્યારે પરમગુરૂ આ બાજુ આવ્યા ત્યારે સમસ્ત જગત ઉપર નજર પ્રસારીને જોયું, ત્યારે તેમણે પોતાના સર્વ અંશોને વિધવિધ કર્મકાંડના ફાંદામાં ફસયેલા ફળની આસક્તિવાળા જોયા અને તેમાંજ સંસારને અટકી રહેલો દીઠો.

गुनी ज्ञानी पंडित कवि, भक्त जक्त ओरु भेख;
एही हदकी मध्य रची रहे, धरीधरी वेश अलेख. ॥३१॥

ઉત્તમ પ્રકારના ગુણવાન પુરૂષો, જ્ઞાનીઓ, કવિઓ, પંડિતો, ભક્તજનો તથા જગત અને ભેખમાત્ર ઉપર વર્ણવ્યા પ્રમાણે હદમાપક દેવતાઓમાં વિધ વિધ પ્રકારના વેશ ધારણ કરીને રચીપચી ગયા; જો કે ભેખ ધારણ કર્યો તે અલેખ વસ્તુને પ્રાપ્ત કરવા માટે જ. પરંતુ આ બાજુનાં માપક દેવતાઈ સુખોમાં મશગુલ બની ગયા.

ब्रह्मा विष्णु महेश्वर, इश्वर अंश विशेष;
शक्ति ज्योत ल्यौं खटपति, धारेहु सर्वशिर इश. ॥३२॥

જગતભરના તમામ પંથાવલંબી મોટા પુરૂષોએ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા અવતારાદિ વિશેષ અંશો તેમજ શક્તિ અને જ્યોતિનારાયણ, આ છ પર-મેશ્વરોને સર્વના ઈશ્વરો તરીકે પોતે ધારણ કર્યા અને જગતને ધારણ કરાવ્યા.

ताहीते सकल कल विश्वही, अटकी रहेहु इत पंथ;
खट पतिके मतमही पचे, चीनेहु नहि कुलकंथ. ॥३३॥

ઉપર કહેલા છ ઈશ્વરોની વિધવિધ કળામાં જગતના સર્વ પંથો અટકી પડેલા છે તેમજ આ છ પતિઓના મતવાળી ખેંચતાણમાં પચી ગયેલા હોઈ સમસ્ત જગતના કુલકંથને કોઈ ચીની શકયા નથી.

याहीते अगमगति जेहुनकी, तेहुनके ब्रह्म सिद्धांत;
परम हंस जहां छकी रहे, निरसत्व नीष्ट वेदांत. ॥३४॥

હે ચૈતન્ય અંશ ! તારી વિશાળ જાણ આગળ હું એક બીજો મુદ્દો સમ-

જાવું છું અને તે એ છે કે ઉપરના છ ઇશ્વરોના ફાંદામાંથી જગતના કોઈ જાણકાર પુરૂષો બચી ગયા હશે તેમની જાણ અગમ્ય ગતિની હોઈ તેઓ પરબ્રહ્મના સિદ્ધાંતવાળા છે. આ સિદ્ધાન્તના પરમ-રસને પીનાર મોટા મોટા હંસોની આદ્ય લઈને ઘણા થઈ ગયા છે. વળી આ પરમ-રસને પીનારા ગુલતાન બની ચકચૂર છકી ગયા છે, તથાપિ આ રસ સત્વરૂપ વિત્ત સિવાયનો હોવા છતાં વેદાન્ત તેમાં લીન પામ્યું છે. ( બ્રહ્મની અંતર્દશામાં કોઈ જાતની ઉપાધિ નથી તેમજ આ દશામાં જ્ઞાન પણ નથી. જે પદમાં જાણ અને જ્ઞાન વિરામ પામે છે તે પદમાં જતા પહેલાં તત્કાળ સુષુપ્તિ-અવસ્થા થઈ જાય છે. આ સુષુપ્તિ એ જ બહેરશૂન્ય હોઈ કુંભ-વ્યવસ્થાનું સ્વરૂપ છે. આ કુંભ-વ્યવસ્થાનું વર્તન જ્યારે આપણા શરીરમાં થાય છે ત્યારે શરીરનાં સઘળાં તત્ત્વો સંપુટવત્ સંકુચિત થઈ જાય છે; દેહનું વા દેહની વિભૂતિનું ભાન કે ખ્યાલ રહેતો નથી. આ વ્યવસ્થામાં કોઇ જાતની ઉપાધિ દેખાતી નથી એમ પ્રતીતિ થાય છે, જ્યારે બ્રહ્મપદના શોધકોને આ કુંભ વ્યવસ્થા અટકાવે છે. જેમ બ્રહ્મ ઉપાધિ રહિત છે તેમ સુષુપ્તિ-અવસ્થા યુક્ત કુંભવ્યવસ્થા ઉપાધિ રહિત છે, એ કારણને લીધે બ્રહ્મજ્ઞાનીઓ ભૂલા પડી કુંભ-વ્યવસ્થામાં અટકી ગયેલા છે; છતાં વાતો તો બ્રહ્મનીજ કરી છે. આ વાત કરવા પૂરતો લાભ કદાચ મેળવ્યો હશે પરંતુ બ્રહ્મમાં તો નથી જઈ શક્યા; કારણ આ કુંભવ્યવસ્થા એટલી તો બળવાન છે કે સાતમી ભૂમિકાના હિમાયતી મહાપુરૂષોને પાછા લાવી છે. વળી કામ-વિદ્યુતના જીવનરૂપે કુંભ-વ્યવસ્થા છે એથી ચારે દેહમાં કામવિદ્યુત વ્યાપક રહી દેહને મજબૂત રીતે ટેકો આપે છે, એથી કરી દેહનાં તત્ત્વો મજબૂત થાય છે. જેમ જેમ મજબૂત થાય છે તેમ તેમ કુંભ-વ્યવસ્થા બળવાન બને છે, એથી કરી આ વ્યવસ્થા ઉપર જીત મેળવવી મહાન મુશ્કેલ છે. બ્રહ્મજ્ઞાનીઓએ ભોગવટો બહેરશૂન્યનો કર્યો અને રહ્યા પણ ત્યાંજ, છતાં વાતો અનહદની કરી પણ ભોગત્યાગની લક્ષણાઓનું છેવટ સ્વરૂપ સમજવા પામ્યા નહિ; એથી તેઓના દેહને અંતે જગતની અને તેમની એક સ્થિતિ થાય છે.)

रामकृष्ण जुग-इशनकी, गति गीता मति चीन;
सोही समरस त्रिगुणातीत, ज्योति-ब्रह्म ल्यौं लीन. ॥२५॥

ગીતામાં રહેલા જ્ઞાનની ગતિને ચીની જોતાં જણાય છે કે જગતના ઈશ્વર એવા જે રામ અને કૃષ્ણ તે બ્રહ્મના અંતરપટમાં લોલીન હોઈ સમરસ સ્વરૂપે રહ્યા છે એટલે કે આ અવતારાદિ પુરૂષોની બુદ્ધિ બ્રહ્મની પાર જઇ શકી નથી.

### સારશબ્દ, રહેતધર અને ન્હે:અક્ષર વિષે ખુલાસો.

अवँखर्व गति अगम ल्यौं, उचरे ज्ञान कबीर;
न्हे:अक्षर घररेहेतहो, सारशब्द रखे तीर. ॥२६॥

સમર્થ સદ્ગુરૂ સમ કબીર સાહેબે અર્વખર્વ (અસંખ્ય) સાખી-શબ્દોમાં માત્ર જ્ઞાન જ કથ્યું છે, તથાપિ સારશબ્દ, રહેતઘર અને ન્હેઃઅક્ષર, આ ત્રણમાં જ તેમણે પોતાનું નિશાન રાખ્યું છે. અરે ! આ અઢળક વાણી તેમણે જગત ઉપર ઢોળી પણ આ ત્રણ વાકયોનો જ તારંજો કરી તે તેમણે તારવ્યાં છે.

सो नहि भांखे भवनिधि, निज अंकुर गति सार;
राखे गुप्त दुरायके, जुग जन विनु अधिकार. ॥३७॥

જગતના અહોભાગ્યે પ્રગટ થયેલા કબીર સાહેબે નિજ અંકુરરૂપ અંશની ગતિનો સાર ભવસાગરમાં કોઈ આગળ કહ્યો નથી; કારણ કે છેવટ ગતિને જાણી શકે તેવો કોઈ અધિકારી નથી એમ સમજી પોતે આ પરમમંત્રને ગુપ્ત રાખ્યો છે.

सीख साख्या अगणित कीये, मुंडित भेख अलेख;
एकरस निज अधिकारीके, काहु नहि गति देख. ॥३८॥

કબીર સાહેબને અનેક શિષ્યો થયા અને મંદિરોની શાખાઓ પણ અનેક થઇ. વળી સાહેબના નામ ઉપરથી મતપંથ પણ ઘણા નીકળ્યા. વળી મુંડિત સાધુઓ પણ ખૂબ થયા છે, પણ આ બધાઓમાં તપાસ કરી જોતાં કબીરના મૂળ સ્વરૂપના અંતરપટમાં રસબસ થયા હોય એવી ગતિવાળા અધિકારી કોઈ દીઠા નહિ.

चकित भये सदगुरु जबी, सांम्रथ साहेब कबीर;
अल्प मति जोइ जीवनकी, कीने बकसु सुख शीर. ॥३९॥

ઉપર કહ્યા મુજબ ભેખની મોટી મોટી જમાતો તથા કહેવરાવતા મઠ-મંદિરોના મહંતો તથા લક્ષાવધિ હરિભકતોનાં મંડળો વગેરેમાં તપાસ કરી જોતાં દરેકે દરેક અલ્પ મતિના નિર્વિત્ત પામર જીવો દેખાયા, ત્યારે સદ્ગુરૂ સમ સાહેબ આશ્ચર્યચકિત થયા. અરે ! આ મારૂં ગુપ્ત હાર્દ જે સર્વને માથે પરમ સુખરૂપે રહ્યું છે તે અધિકાર સિવાય હું જગતમાં કોને અર્પણ કરીશ ! શું આ પદનો કોઈ અધિકારી નથી ! આમ પોતાના સઘળા પંથમાં નજર ફેરવીને જોતાં જોતાં છેવટે કોઈ જ અધિકારી દેખાયો નહિ.

चोहोरु जहांनमही उतइत, परखेहु परम अपार;
धर्मदास गढबांदुके, देखेहु निज अधिकार. ॥४०॥

જ્યારે સાહેબને એમ સમજાયું કે મારા ગુપ્ત હાર્દને જાણવાની ઇચ્છાવાળો અધિકારી નથી ત્યારે ખૂબ અકળામણ થઈ અને મુઝવણ પણ ખૂબ થઈ, ત્યારે જગતભરમાં આ લોક અને પરલોકમાં વ્યાપક દૃષ્ટિ નાંખીને જોતાં ભક્તિમાર્ગમાં જનારા દરેકે દરેક નંગની પરીક્ષા કરતાં કરતાં છેવટે બાંદુગઢના રહીશ કોઈ ધર્મદાસ નામના હરિભક્ત જે સંસારી હોવા છતાં જાણકાર

અને જ્ઞાનમાં ભરપૂર સંપૂર્ણ અનુભવ લઈ શકે તેવા તેમની આલોચન-દૃષ્ટિમાં આવ્યા, એથી સાહેબ સમજ્યા કે આ અંશ અધિકારી છે.

अति करुणा कर तेही पर, त्रुठेहु साम्रथवंत;
धर्मदास धन्य तुज समो, नहि कोइ जुग पर जंत. ॥४१॥

જ્યારે સાહેબને એમ સમજાયું કે ધર્મદાસ જેવો અધિકારી હાલના જમાનામાં ચૌદ લોકમાં નથી ત્યારે સાહેબ ખૂબ ખુશ થયા એથી પોતાની અઢળક કૃપા ધર્મદાસ ઉપર ઢોળી દીધી. હે ધર્મદાસ! તને ધન્ય છે! તારી બરોબરી કરી શકે તેવો કોઈ નથી.

श्रोत सजन होइ सनमुख, धर्मदास गति महाद्य;
आद्य अंत मध्य गुप्तही, सो बकसु पद स्वाद्य. ॥४२॥

સહચારી સંતજનો વા હરિજનોના વિશાળ સમૂહમાં, હે ધર્મદાસ! તું અગ્રગણ્ય છે; અર્થાત લક્ષાવધિ સજ્જનોમાં તું એક છે એમ જાણીને આદ્ય, અંત અને મધ્યમાં કોઈએ પણ અનુભવ નથી કર્યો એવું અપાર જે મારૂં ગુપ્ત હાર્દ તે આજે તને હું બક્ષિસ કરૂં છું; જેને સમજતાની સાથેજ અનેક પ્રકારની પરાધીનતા છૂટી જશે અને તું તારે સ્વરૂપે થઈશ.

न्हेःअक्षर घररेहेतही, ओर शब्द निज सार;
धर्मदास एही तुज दीये, जो न लहे संसार. ॥४३॥

કબીર સાહેબ કહે છે કે ન્હેઃઅક્ષર, રહેતઘર અને નિજ સારશબ્દ, હે ધર્મદાસ! તને પોતાને આપું છું કે જેની ગતિ અત્યાર સુધી સંસારભરમાં કોઈએ જાણી નથી.

बोहोरु बरजु तोइ धरमदा, सोगन देइ सत लाख;
न्हेःअक्षर घररेहेतही, मत कोइपे जुग भाख. ॥४४॥

હે ધર્મદાસ! આ લક્ષની પરમ મહદ્દગતિ મેં તને ખૂબ સરસ રીતે સમજાવી. હવે, તેને તું તારા ઉરમાં રાખજે. આ ન્હેઃઅક્ષર, રહેતઘર અને સારશબ્દની ગતિ જો તું કોઇના આગળ કહે તો તને મારા એક કરોડ સોગન છે.

धरमदासकु जेही दीया, सारशब्द निज छेक;
न्हेःअक्षर घररेहेतही, नाम तीन लख एक. ॥४५॥

ભગવાન કરૂણાસાગર કહે છે કે ઉપર પ્રમાણે ધર્મદાસને જે લક્ષ આપ્યો તેનો અર્થ વા ગતિ માત્ર ધર્મદાસને જ સમજાવેલી હતી, જેનો ખુલાસો અત્યાર સુધી કોઈ મેળવી શક્યા નથી; એ કારણને લીધે પરમદયાળુ ગુરૂદેવ વર્ણનપૂર્વક આ મહામંત્રના અર્થનો ભેદ ખુલ્લો કરે છે તે સાંભળો. ન્હેઃ અક્ષર, રહેતઘર અને સારશબ્દ આ મંત્રો ત્રણ છે અને આ ત્રણેયનો

આશયરૂપ મુદ્દો એક છે, જો કે સાહેબે ધર્મદાસને સમજાવી જે સમાધાન કર્યું છે તે સંબંધી કબીરના પંથમાં રેખમાત્ર કોઈ જાણતું નથી. માત્ર ઉપલક શબ્દના ઉચ્ચાર વડે સારશબ્દ, રહેતઘર અને ન્હેઃઅક્ષર બોલે છે; પણ આ વિષે હું આ પંથમાં મહાનમાં મહાન ગુરૂલક્ષની ઉણપ જે છે તેનો પ્રકાશ કરી નિર્ણય કરી આપું છું.

तेही सार सत शब्दके, न्हेः अक्षर घररेहेत;

सोही निज मर्म बतावहु, सुनो मम संत सचेत. ॥४६॥

સારશબ્દ, રહેતઘર અને ન્હેઃઅક્ષર વિષે સંપૂર્ણ ખુલાસો કરૂં છું તે હે મારા સંતજનો ! સચેત શુદ્ધ બુદ્ધિવાળા થઈને સાંભળો.

प्रथम रेहेतघर पिंडमे, न्हेः अक्षर निरधार;

सार-शब्द सहीतम कहुं, गति अनुभव विस्तार. ॥४७॥

સારશબ્દ, રહેતઘર અને ન્હેઃઅક્ષર. હે સંતજનો ! આ ત્રણેના અનુભવ વિષે તથા જે તેમાં શું ગતિ છે તે વિસ્તારપૂર્વક નિશ્ચયાત્મક કહું છું તે લક્ષ રાખીને સાંભળો.

सुर मनु पशु पतंग ल्यौं, रसनाए जेही उचरन;

तेही सर्व शब्द क्रतवकुल, अंतःकरण वर्तन. ॥४८॥

દેવતાઈ કોટિના દેવલોકો તથા મનુષ્યો, પશુઓ અને પતંગની આદ્ય લઈ જે જે લોકોની જાતિમાં જે જે પરિવર્તન થાય છે તે તે અંતઃકરણ વડે જ થાય છે, અર્થાત્ દેવતાઈ અંતઃકરણ વડે દેવોનું પરિવર્તન, મનુષ્યોના અંતઃકરણ વડે મનુષ્યોનું પરિવર્તન તથા પશુપક્ષીઓના અંતઃકરણ વડે તેમનાં પરિવર્તન સમજવાં. આ અંતઃકરણમાંથી જે શબ્દનો ધ્વનિ ઊઠે તે જિહ્વા દ્વારા બહાર આવે છે ત્યારે જે તે જાતિના લોકો જે તે શબ્દને સમજી શકે છે. આમ અંતઃકરણની સ્ફુરણા થયા સિવાય કોઈ રીતે શબ્દ બહાર આવે તેમ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સઘળા લોકમાં જે તે શબ્દનો ઉચ્ચાર થાય છે તે તે તમામ અંતઃકરણ દ્વારાજ થાય છે અને તે તે જાતિના લોકો જ તે સમજી શકે છે.

पण बीकसत निजप्रणवसे; करणी-क्रत अंतसद्वार;

बिनु अंतस अजंपा जप, सोही शब्द निज सार. ॥४९॥

ઉપર પ્રમાણે નિશ્ચય થાય છે કે શબ્દમાત્રનો કર્તા અંતઃકરણ છે છતાં શબ્દ-માત્રનો વિકાસ પ્રણવ સિવાય થતો નથી, એટલે કે અંતઃકરણ અને પ્રણવ આ બન્ને મળીને શબ્દને બહાર લાવે છે. જ્યારે કોઈ તત્ત્વજ્ઞ પુરુષ અંતઃ-કરણનું મંથન કરી વિકારી તત્ત્વોના વિભાગને પૃથક્ પૃથક્ કરી નાખે તો અંતઃ-કરણનો જથ્થો ધીમે ધીમે વેરાઈ જાય છે. આમ વેરાઈ જાય તો લાંબી મુદતે અંતઃકરણ વિરામ પામી જાય છે. જ્યારે અંતઃકરણ વિરામ પામી જાય ત્યારે

પ્રણુવ અંતઃકરણની ભાવના સિવાયનો એકલો પડે છે. આમ પ્રણુવ એકલો પડતાં તેને જાગૃત કરનારૂં આ સ્થાને કોઈ તત્ત્વ રહેતું નથી, તે વખતે આ પ્રણુવ એકલમલ હોઈ નિઢંગ સ્વરૂપે રહે છે. આમ સર્વ શબ્દોને પોતામાં સમાવી મૂળ રૂપે જે પ્રણુવ થયો એનું નામ સાર શબ્દ; આથી સર્વ શબ્દોના સારરૂપે રહેલો હોઈ તે વખતે શુદ્ધ મહદ્ બ્રહ્મના અંશરૂપે છે એમ જાણવું. ( આ બાજુની સઘળી ઉપાધિથી જ્યારે પ્રણુવ મુક્ત થાય છે ત્યારે તે પ્રણુવ મહદ્બ્રહ્મનું જીવન પામી બ્રહ્મ સાથે એકમેક રહે છે. આ પ્રકારે એકમેકતાપૂર્વક બ્રહ્મ સાથે સદાનો સંબંધ થાય છે. આ સ્થાને કોઈને એમ શંકા થાય કે જે પ્રણુવનું સ્વરૂપ નિઢંગ થયું તેને આ પિંડમાં રહેવાને શો આધાર છે તો તેનો ઉત્તર એટલો છે કે લઘુ વસ્તુ છે તે દીર્ઘને આધારે રહે છે, એ જ ન્યાયે અંતઃકરણથી છૂટો પડેલો પ્રણુવ મહદ્ બ્રહ્મના આધારે જીવતો જાગતો રહે છે. આ બાજુનું પોષણ જે અંતઃકરણ દ્વારા મળતું હતું તે બંધ થઈ ગયું અને તે બાજુ એટલે બ્રહ્મથી મળતા પોષણથી પોષાઈને પ્રણુવ સ્વયં પુષ્ટિ મેળવે છે )

ओर सकल कृत शब्दके, नायक अजंपाजाप;
जोनते शब्द सकल भये, जदीप सार कीये थाप. ॥५०॥

હવે નિશ્ચય ઉપર આવું છું કે પ્રણુવમાં શબ્દ તથા અંતઃકરણ સમાઈને રહેલાં છે, એથી અંતકરણ તથા શબ્દનો નાયક અજંપા છે. આ અજંપાથી શબ્દમાત્રનું કૃત સ્ફુરે છે એથી જ હું સર્વ શબ્દોમાં સાર-શબ્દરૂપ અજંપાને સ્થાપું છું.

गाढ ससोपतिमांही सबे, होय तनु कृत नाश;
ओरु तापर तुरीया समे, वहे ज्यौं शमदम श्वास. ॥५१॥

આ પદના અભ્યાસી કોઈ મહાન પુરૂષ અભ્યાસ કરતા હોય ત્યારે તેમને શુદ્ધ ગાઢ સુષુપ્તિ-અવસ્થા પ્રાપ્ત થાય છે. આ ગાઢ સુષુપ્તિ-અવસ્થાનું વર્ણન કરૂં છું તે દરેક જીવને નિદ્રાકાળે વર્તે છે તે આ સુષુપ્તિ નથી; કારણ કે આપણ સામાન્ય જીવને હંમેશાં સુષુપ્તિ-અવસ્થા થાય છે તે અનેક મલિન વિકારોથી ભરેલી હોઈ વાસનાઓના ખજાનારૂપે રહે છે એટલે સર્વ દુઃખના મૂળરૂપ છે, અને હું જે શુદ્ધ સુષુપ્તિ કહું છું તે તો સર્વ વિકારોથી રહિત હોઈ સર્વ સુખના મૂળરૂપ સમષ્ટિરૂપે રહેલી છે; આથી આ અવસ્થાને અતિ વિશુદ્ધ છે એમ કહું છું. જ્યારે અભ્યાસીને આ અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે તે પુરૂષની દૃષ્ટિ વિશાળ અને વ્યાપક થઇ જાય છે, ત્યારે આખાય બ્રહ્માંડનાં તત્ત્વોની ગતિ જેમ છે તેમ જોઈ શકે છે. આ ન્યાયે શુદ્ધ ગાઢ સુષુપ્તિનું પરિવર્તન થાય ત્યારે શરીરમાત્રનાં સઘળાં કૃત નાશ પામે છે, તે સમય આ અવસ્થાથી પર જે તુર્યાવસ્થા રહી છે તેને આ સ્થાને ઢંઢોળી જાગૃત કરનાર કોઈ અવસ્થા રહેતી નથી, આ કારણને લીધે તુર્યાવસ્થા

